

[ પૃષ્ઠ ૮૪

ના, વિશ્વરથ, એ દિન કદી નહીં આવે.

# લોપામુદ્રા

## વિભાગ ચોથો

## ઋષિ વિશ્વામિત્ર

લેખક

કનૈયાલાલ મુનશી



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા

અમદાવાદ અને મુંબઈ

લોપામુદ્રાના ચોથા ભાગમાં ત્રીજાનો જ કથાપ્રવાહ આગળ જાય છે. પણ ઇતિહાસનું સાતત્ય જાળવવા અર્જુન અને તાલજંઘ એ બે પૌરાણિક પાત્રોને દાખલ કર્યાં છે. શુદ્ધ વૈદિક સાધનોનાં અપવાદ ઉમેરવાનો મુદ્દો આગળ જો આ કથા લંબાવાય તો જ સમજાશે.

આ નાટક રંગભૂમિ પર થવું અઘરું છે. એનું વાહન તો સીનેમા, ટૉકી કે open air theatres–ખુલ્લી વિશાળ નાટકશાળા જ થઈ શકે.

મુંબઈ
રીજ રોડ,
તા. ૨૧–૬–૩૪

કનૈયાલાલ મુનશી

# મુનશી દમ્પતિની કૃતિઓ :

**શ્રી લીલાવતી મુનશી :-**

રેખાચિત્રો ( જૂનાં અને નવાં )
તદ્દન નવીન સ્વરૂપમાં શ્રી. કનુ દેસાઈની રેખાકૃતિઓ સાથે છપાય છે.

કુમારદેવી

જીવનમાંથી જડેલી* ખંડ ૧-૨

**શ્રી કનૈયાલાલ મુનશી :-**

વેરની વસુલાત [૨જી આવૃત્તિ]

મારી કમલા અને બીજી વાતો ,,

પાટણની પ્રભુતા [૨જી આવૃત્તિ]

ગુજરાતનો નાથ [૫મી આવૃત્તિ]

પૃથ્વીવલ્લભ [૭ જી આવૃત્તિ]

રાજાધિરાજ [૨ જી આવૃત્તિ]

કોનો વાંક ? [૪થી આવૃત્તિ]

સ્વપ્નદ્રષ્ટા [૨ જી આવૃત્તિ]

ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને બીજાં આદિવચનો

ભગવાન કૌટિલ્ય

કાકાની શશી [નાટક]

ધ્રુવસ્વામિનીદેવી [નાટક]

પૌરાણિક નાટકો :

પુરંદરપરાજય, અવિભક્ત આત્મા, તર્પણ તથા પુત્રસમોવડી.

સામાજિક નાટકો :

વાવાશેઠનું સ્વાતંત્ર્ય, બે ખરાબ જણ તથા આજ્ઞાંકિત

બ્રહ્મચર્યાશ્રમ [નાટક]

સ્નેહસંભ્રમ

શિશુ અને સખી

કેટલાક લેખો, ભાગ ૧ ને ૨

થોડાંક રસદર્શનો :

સાહિત્ય અને ભક્તિનાં : સચિત્ર.

આદિવચનો

**લોપામુદ્રા** : પ્રથમ ખંડ : વિશ્વરથ

લોપામુદ્રા : દ્વિતીય ને તૃતીય ખંડ

લોપામુદ્રા : ખંડ ૪ : વિશ્વામિત્ર

**નરસૈયો** : ભક્ત હરિનો (સચિત્ર)

Gujarata and Its Literature ( પ્રેસમાં )

મારી બીનજવાબદાર મુસાફરી ( પ્રેસમાં જશે )

નર્મદ : અર્વાચીનોમાં આદ્ય ( પ્રેસમાં જશે )

# પાત્રો :

## આવે છે તેમ

| | |
|---|---|
| ગય | શક્તિ |
| સૈનિક | રોહિણી |
| દસ્યુ સ્ત્રી | ભરતો |
| કાળી–દસ્યુકન્યા | તૃત્સુઓ |
| ઋક્ષ | ગૌતમ મઘવન્ |
| વૃદ્ધ દસ્યુ | તૃત્સુ મઘવનો |
| જુવાન દસ્યુ | ભરત સ્ત્રીઓ |
| દસ્યુઓ | તૃત્સુ સ્ત્રીઓ |
| સુરા | દસ્યુ ડોસી |
| વિશ્વરથ | ઘોષામા |
| જમદગ્નિ | લોપામુદ્રા |
| સેનાપતિ પ્રતર્દન | જયંત તૃત્સુ |
| વૃક | મૃગા પૌરવી |
| તૃત્સુ સૈનિક | પિતૃઓ |
| પ્રતીપ ભરત | સંતાનો |
| સુદાસ્ | દિશાઓ |
| દિવોદાસ | શૃંજય સૈનિક |
| વસિષ્ઠ | વીતહવ્ય |
| અગસ્ત્ય | સોમક |
| અર્જુન | સેનાપતિ તાલજંઘ |

# અંક પહેલો

[ **સ્થલ :** તૃત્સુગ્રામથી દૂર જંગલનો નિર્જન રસ્તો. સામે દૂર કાળાં ખેતરની બે મથોડાં ઉંચી કાંટાની વાડ દેખાય છે. કાળાં ખેતરમાં દસ્યુ કેદીઓને પુરી રાખવામાં આવ્યા છે. મધરાત્રી થઈ ગઈ છે. પૂર્ણિમાનો ચંદ્ર ઉંચે ચઢયો છે. વાડની પેલી પાસથી દુઃખમય રુદન કે વેદનાની ચીસ અવારનવાર સંભળાય છે. કોઈવાર ઘુવડ બોલે છે ને વાતાવરણ કારમું બની જાય છે.

ગય અને એક સૈનિક વાત કરતા આવે છે. ગય એ પચ્ચીશેક વર્ષનો ઉગ્ર દેખાતો સ્વરુપવાન તૃત્સુ સેનાનાયક છે. એણે છાતીએ, હાથે ને પગે બખ્તરના ટુકડા બાંધ્યા છે. એની કેડે અસિ છે ને હાથમાં ભાલો છે. સૈનિક પાસે માત્ર એક ફરસી છે. તેની કેડે ચામડાની એક ચાબુક ખોસેલી છે. ]

ગય

જલદી કર.

સૈનિક

અત્યારે ને અત્યારે શું ઉતાવળ છે ?

ગય

હા, હમણાં જ મારી સ્ત્રી ને છોકરો બંને જીદ લઈને બેઠાં છે.

સૈનિક

સવારે નહીં ચાલે ? અત્યારે બધા દસ્યુઓ સુતા હશે.

ગય

તેની તને ફીકર ક્યાંથી પડી ? એ દુષ્ટો ઘોર્યા શાને કરે છે ?

સૈનિક

છોકરી જોઈએ છે કે છોકરો ?

ગય [ ખડખડ હસીને ]

છોકરી; મોટી થશે તો ઘણાય કામમાં આવશે.

સૈનિક

ભાગ્યે મળશે સારી સારી છોકરીઓ તો કયારની ઉપડી ગઈ છે. કેટલા વર્ષની જોઈએ છે ?

ગય

મારો છોકરો આઠ વર્ષનો છે. એને રમવાને વળી છ આઠ વર્ષની જોઈએ. છે કોઈ ?

સૈનિક

બે ત્રણ ધ્યાનમાં છે.

ગય

પણ જોજે હોં. મારે તો મજબુત ને રૂપાળી જોઈએ. મોટી થાય ત્યારે બધું કામ કરે ને વેચીએ તો પંદર ધેનુઓ આવે. સમજ્યો ?

સૈનિક

આજે આ કાળી સ્ત્રીઓ માટે બે ધેનુ પણ કોણ આપે છે ? તમે માગો છો એવી નહીં મળે.

ગય

અરે મળશે – મળશે. આટલાં મુઆં છે તેમાંથી એક છોકરી ન મળે ? જલદી કર. મારે વહેલા પાછા જવું છે.

સૈનિક

કેમ આજે આટલી ઉતાવળ છે?

ગય

વિશ્વરથના હર્મ્યને ઘેરો ઘાલવો છે.

સૈનિક

કેમ? શા સારુ?

ગય

ખબર નથી?

સૈનિક

મને શી ખબર? હું છેક અત્યારે હવે ગામમાં જઈશ.

ગય

વિશ્વરથ શામ્બરીને પરણવાની છદ લઈ બેઠો હતો એટલે ગુરુ અગસ્ત્યે કાલે સવારે એને સોંપી દેવાની આજ્ઞા કરી છે.

સૈનિક

એ તો મને ખબર છે.

ગય

પણ વિશ્વરથે નિશ્ચય કર્યો છે કે કાલે સવારે ભરતો સાથે તૃત્સુગ્રામ છોડી જવું.

સૈનિક

કેમ?

ગય

એને ગુરુની આજ્ઞા નથી માનવી તેમ.

સૈનિક

પછી?

ગય

ગુરુએ પ્રતિજ્ઞા કરી છે કે ભરતો તૃત્સુગ્રામ છોડી જાય તો મારે પ્રાણ છોડવો.

સૈનિક

બાપરે ! હવે !

ગય

હવે શું ? રાજા દિવોદાસનો હુકમ છે કે ભરતને એનો હર્મ્ય છોડવા જ નહીં દેવો. આવી જાઓ. તેમાં તો આજે હું પગવાળીને બેઠો નથી.

સૈનિક

પણ હવે વિશ્વરથ શું કરશે ?

ગય

વિશ્વરથ ! એ તો પેલી કાળી પાછળ ગાંડો થઈ ગયો છે. છેક નફ્ટ થઈ ગયો છે. એ કહે છે કે સૂર્યદેવને બોલાવી મેં શામ્બરીને આર્યા બનાવી.

સૈનિક [ તિરસ્કારથી ]

શામ્બરી આર્યા ! ગાંડો થયો છે કે શું ?

ગય

બીજું શું ? એ કાળીઆંઓ તે આર્ય બને ! જા ! હવે જલદી કર.

સૈનિક

દેવોએ આ કાળીઆઓને સર્જ્યાં શા સારુ ?

ગય [ હસીને ]

આપણી સેવા કરવા. બીજું શું ?

[ સૈનિક અને ગય બંને મળીને એક મોટા ઝાંપાને મહામહેનતે થોડો ઉઘાડે છે. અને તેમાં થઈને સૈનિક અંદર જાય છે. અંદર જઈને કેદીઓને ફટકા મારે છે તે સંભળાય છે, અને દસ્યુ સ્ત્રી પુરુષોની ચીસો પણ સંભળાય

છે. થોડાં છોકરાં પણ રડે છે. થોડી વારે તે ત્રણ આધેડ વયની દસ્યુ સ્ત્રીઓને લઈ આવે છે. દરેક સ્ત્રી સાથે છ–આઠ વર્ષની છોકરી છે. સ્ત્રીઓના શરીર પર નામનાં જ વસ્ત્ર છે. બાલકો નાગાં છે. સ્ત્રીઓ બીતી, ગભરાતી આવે છે ને પોતાની છોકરીને પકડી ખંચાતી ઉભી રહે છે. ]

ગય

લાવ્યો ?

સૈનિક

હા, આ ત્રણ છે. એમાંથી તમે પસંદ કરી લો. [ ત્રણે સ્ત્રીઓને હારમાં ઉભી રાખે છે. ગય નફ્ટાઈથી છોકરીઓ તપાસે છે. ]

ગય [ એક છોકરી પાસે ઉભો રહી ]

આ તો માંદલી છે.

પહેલી દસ્યુ સ્ત્રી [ કરગરીને ]

મને લઈ જાઓ. હું અહીંઆં તો મરી જઈશ.

સૈનિક

[ પહેલી સ્ત્રીનો હાથ પકડી તેને હચમચાવે છે]

ચૂપ, નકટી ! તું મરી જશે તો સૂર્ય થંભી જવાનો હશે કેમ ? જા! [ એ સ્ત્રી નીસાસો મુકી, છોકરી લઈ, જવા ફરે છે. ઉભી રહી પાછું જુએ છે. સૈનિકના ડોળા જોઈ ગભરાય છે અને ગભરાતી ગભરાતી ઝાંપામાં થઈ ચાલી જાય છે ]

ગય

[ ગય બીજી સ્ત્રી પાસે આવી, તેની છોકરી તપાસીને જુએ છે ]

નીચે મુક. [ બીજી સ્ત્રી ન છુટકે છોકરીને કેડેથી ઉતારે છે. ગય છોકરીને ગાલે હાથ અડકાડે છે ]

દસ્યુ કન્યા [ રડી દે છે ]

ઓ–ઓ ! [ મા ભોંયપર બેસી જઈ છોકરીને ભેટે છે ને છાની રાખવા પ્રયત્ન કરે છે. ]

ગય

ચૂપ. [માને અસેડી, છોકરીને ટપલો મારે છે.] જરા જરામાં શું શું કેટલાં કરે છે? સૈનિક! હું આ છોકરીને લઈ જઈશ. [ત્રીજી સ્ત્રી તરફ જોઈ] આનું હવે કામ નથી. આજ સારી છે.

[સૈનિક ત્રીજી સ્ત્રીને ધક્કો મારી ઝાંપા તરફ મોકલે છે. ગય છોકરીનો હાથ ઝાલે છે. તેની મા તેને વળગે છે.]

સૈનિક

જા! ખબરદાર બોલી તો.

[ત્રીજી દસ્યુ સ્ત્રીને ખેતરમાં મોકલી આપે છે]

ગય [સૈનિકને]

આ છોકરીની માને પણ લઈ જા.

સૈનિક [અજાયબ થઈને]

એકલી છોકરીને લઈ જાઓ છો?

ગય

આનું મોઢું તો જો. એને લઈ જઈ શું કરું? [છોકરીને મા પાસેથી ઝુંટવવા માંડે છે.]

દસ્યુ કન્યા [જોરથી રડી દઈને]

ઓ–ઓ! [માને વળગી પડે છે. મા સાથે આવવા તૈયાર થાય છે]

ગય [ગુસ્સામાં માને ધક્કો મારે છે]

ડોકરી, તને લઈ જઈ શું કરું? તું જા–પાછી તારા ખેતરમાં!

દસ્યુ સ્ત્રી [રડતે રાગે]

મને નથી લઈ જતા? મને લઈ જાઓ. મારી છોકરી મારા વગર કેમ રહેશે? [બેઠી બેઠી, ભોયપર માથું નાખી કરગરે છે] લઈ જાઓ; તમે કહેશો તે કામ કરીશ. નહી તો મારી છોકરીને મારી પાસે રહેવા દો. [તે પાછી છોકરીને છાતી સરસી દાબી દે છે.]

ગય [ છોકરીને છોડાવવા પ્રયત્ન કરે છે ]

છોડી દે-છોડી દે.

[ મા બેસી જઈ, છોકરીને બે હાથે છાતી સાથે દાબી દે છે ]

દસ્યુ સ્ત્રી

મારા અન્નદાતા ! મારી છોકરીને એકલી નહીં લઈ જાઓ. હું એના વિના મરી જઈશ. કહેશો તે કરીશ. હું ભારે નહીં પડું. મારાં બધાં છોકરાંમાં એક આટલી રહી છે. ઓ મારા બાપ ! મને છોડી નહીં જાઓ. [ છોકરીને વળગીને આક્રંદ કરી રડે છે ]

ગય [ તિરસ્કારથી ]

દુષ્ટાઓને છોકરાં કેટલાં વહાલાં છે ? [ હાથમાંનો ભાલો, દસ્યુ સ્ત્રીને મારે છે. તેને લોહી નીકળે છે ] છોડ, છોડ, નહીં તો હમણાં મારી નાખીશ. [ સ્ત્રી ચીસ પાડે છે પણ ઉંધું માથું કરી છોકરીને વળગી ધ્રુસકાં ખાય છે ]

દસ્યુ સ્ત્રી [ છોકરીને છાતી સાથે દાબી ]

માર-લે-માર-અમને બંનેને મારી નાખ. મુઆ-પાપી-

ગય [ ગુસ્સામાં ]

સૈનિક ! આ નકટીને લઈ જા અહીંઆંથી. [ ભાલાવતી દસ્યુ સ્ત્રીને બે ચાર ઘા કરે છે. જેમ જેમ ઘા વાગે છે તેમ તેમ દસ્યુ સ્ત્રી પોતાના બાલકને પોતાની પાસે રાખવા તેના પર ઢળે છે. છોકરી છાતીફાટ રડે છે ]

લે મર-મર-મરવું હોય તો.

દસ્યુ સ્ત્રી

ઓ-ઓ-ઓ ! [ બેભાન થઈને પડે છે ]

ગય [ નિર્દયતાથી ]

એક ચાર આંગળની છોકરી માટે પણ હરામખોરો કેટકેટલું દુઃખ દે છે.

[ નીચો વળી છોકરીને હાથ પકડી ખેંચી લે છે. સૈનિક બેભાન દસ્યુ સ્ત્રીને દૂર કરે છે. છોકરી છાતીફાટ રડે છે. ગય છોકરીનો હાથ ઝાલી તેને જોરથી હચમચાવે છે ] છાની મર, નહીં તો હમણાં તને પણ મારી નાખીશ. [ રડતી છોકરીને, મારતો ઘસડતો લઈ જાય છે. છોકરીનાં રુદનમાં અંદરના કેદીઓ પોતાનામાં રુદનના સૂર પુરે છે ]

પહેલો સૈનિક

કુત્સ ! કુત્સ ! આમ આવની. [ બીજો સૈનિક આવે છે ] ભાઈ ! જરા હાથ દેની. આ નકટીને અંદર નાખી દઉં ને છીંડું બંધ કરું.

બીજો સૈનિક

શું થયું છે ?

પહેલો સૈનિક

અરે! બીજું શું ? ગય નાયકને એની છોકરી જોઇતી હતી અને આને આપવી નહોતી.

[ બંને દસ્યુ સ્ત્રીને ઉંચકે છે અને ખેતરના છીંડા આગળ લઈ જાય છે. ત્યાં તેને નાખે છે અને પગવતી અંદર ધકેલે છે. બંને જણ મોટું છીંડું બંધ કરે છે ]

પહેલો સૈનિક

કુત્સ, આ પેલો વિશ્વરથ તો છેક ગાંડો થઈ ગયો છે. આ બધાને આર્ય કરવા બેઠો છે. હા – હા —

[ વાતો કરતા ચાલ્યા જાય છે. થોડીવારે રસ્તે ઋક્ષ ચાલી આવે છે. ઋક્ષ રસ્તાપર ગબડી પડે છે. એનું માથું એક તરફ ઢળે છે. સ્તૂપ જેવું લાગતું એનું મોટું પેટ ચાંદનીમાં ચમક ચમક થઈ રહે છે. એના જમણા

હાથમાં સુરાની મોટી મસક છે. એ બેભાન છે છતાં તેનો હાથ તેને મોઢે અડકાડવાને મથામણ કરી રહે છે અને એના મોટા જાડા નસ્કોરામાંથી પૃથ્વીને કંપાયમાન કરતો એક મોટો નિશ્વાસ નીકળે છે અને મરુતોને પણ અદેખાઈનું કારણરૂપ થઈ પડે છે. ઋક્ષ આંખો માંચી પટપો પટપો બોલે છે. ]

ઋક્ષ

હરામખોર! અજિગર્ત! [ હેડકી ખાય છે ] ...લુચ્ચો! ભગવતી લોપામુદ્રા જોડે જઈને ખાનગી વાત કરી આવ્યો! હં! હં! [ હેડકી ખાય છે ] ને પછી હાથમાંથી છટકી ગયો ... લુચ્ચો! [ હાથમાંથી પડેલી મસક શોધવા ફાંફાં મારે છે ] ભગવતી લોપામુદ્રા! [ ચાલવાના નિષ્ફલ પ્રયત્નો કરતાં ] અરે, આ શું? જમીન પણ વાદળ ખસી જાય તેમ ખસી જતાં શીખી? અરે વાહ! આ ચંદ્રમા પણ ચક્કર ચક્કર ફરવા લાગ્યો? હમણાં આમ ચમકતા હતા ને હવે આમ ચમકવા લાગ્યા? [ ખટખટ હસે છે ] સાળું વાદળ પણ ઝપ દઈને ફરી જાય છે! વારુ. [ બેઠો થવા જાય છે અને નશાની ધૂનમાં પડે છે. ધાંટો ખોખરો બની જાય છે ]

આજે મારા ગળામાં આગ લાગી છે. કેમે કરી તરસ છીપતી જ નથી. [ ચમસ શોધે છે ] ચમસ ક્યાં ગઈ? ઓ! આ રહી — આ રહી.

[ તેને લેવાનો પ્રયત્ન કરે છે પણ તેને ઉંચકી શકતો નથી ]

ઉંહું! શું થયું છે? એ કેમે કરી આવતી જ નથી — મોઢા પાસે ... ચમસને કૈં થયું છે કે મોઢાને? [ ચમસ લઈ મોઢે માંડે છે. સુતો સુતો પગ હલાવે છે ] ચાલ હું જલદી જાઉં, નહીં તો અજિગર્ત નાસી જશે. [ જોરથી પગ હલાવે છે ] આજે આ જમીનને શું થયું છે? ક્યાં સરી ગઈ? પગે લાગતી જ નથી? આ કેવું વિચિત્ર! [ પગ અટકાવી ચારે તરફ જુએ છે ] પૂર્ણિમાની રાત્રી પણ અત્યાર નવાર

અંધારી થઈ જાય છે. તરસ લાગી છે તો ચમસ પાસે આવતી નથી, ચાલવું છે પણ જમીન પાસે આવતી નથી. આ શું થઈ ગયું છે? [ચંદ્રમા તરફ જોઈ રહીને] શું થયું છે? ચંદ્રમા અજબ રીતે સામો ઉભો છે. મારા પગ જમીન પર નથી પણ વાદળ પર છે—ને આ સામે ગોળ મોટો ટેકરો પડયો છે એટલે મારા પગ દેખાતા નથી. [પેટ તરફ જોઈ રહીને] આ ટેકરો કયાં જોએલો? [હસી પડે છે] અરે હા! યાદ આવ્યું. આ તો મારું પેટ! [હસે છે]

[ધીમેથી બે દસ્યુઓ વાત કરતા આવે છે તે સાંભળે છે.] બીજી તરફથી કોનો અવાજ આવે છે? [ચારે તરફ જોઈ] હા—હા—હા—હું—હું તો ખાડામાં પડયો છું. [મહા મહેનતે બેઠો થાય છે. તે હસતો વિચાર કરે છે] કોણ વાત કરે છે? આ તો શમ્બરની વાણી બોલે છે? હા—હા—હા—શમ્બરના ગઢમાં પડયાં પડયાં છોકરીઓ પાસેથી મેં શું શું નથી શાખી લીધું? [ઉંચું જોઈ યાદ કરે છે] કોઈક તો કેવી રસિક ને હેતાળ હતી? કેવી લહેર હતી? હત્તતમારી લઢવૈયાની! બધી રડારોળ કરી મુકી. જ્યાં જોઈએ ત્યાં મારો, કાપો.

[ઋક્ષ મુગો બેસે છે. બે દસ્યુઓ આવે છે. એક વૃદ્ધ અને બોખો છે, બીજો જુવાન છે. બંનેએ જાડા કપડાના લંગોટ માર્યા છે. બંને બીતા બીતા વાડની ઓથે ઓથે ચાલે છે. તે ઋક્ષને જોતા નથી, આખરે આગળ આવી ધીમે ધીમે વાત કરે છે]

**જુવાન દસ્યુ** [જીદથી]

હા—હા—ખરી વાત. આપણી ઉગ્રાબાને આર્યા બનાવી.

**વૃદ્ધ દસ્યુ**

બેસ, બેસ. આપણી જાતનું તો એણે નિકંદન કાઢયું.

**જુવાન દસ્યુ**

ના, ના, મને વૃદ્ધે પોતે કહ્યું કે એને લીધે આપણા બધાનો, ઉદ્ધાર થઈ જશે.

વૃદ્ધ દસ્યુ

થયો — થયો ! એને તો ઉગ્રકાલનો શાપ છે.

ઋક્ષ [સુણતાં]

ઉગ્રકાલ ! હા ... [યાદ આણી બબડે છે] બરોબર છે. કેવો નાચ ! ને કેવી સુરા પીવાની મઝા ! અચ્છી તરેહથી ખાવું, પેટ ફાટે ત્યાં સુધી સુરા પીવી, ને ખાવાનું પચે ત્યાં સુધી છોકરીઓ જોડે નાચવું. [લહેરમાં માથું પાછળ નાંખી] હા – હા – હા – ગમે તેવો પણ સાળો ઉગ્રકાલ ફક્કડ તો ખરો !

જુવાન દસ્યુ

ઉગ્રકાલે આપણો શો શુક્રવાર કર્યો ? દુઃખી દુઃખી તો કરી નાંખ્યાં.

વૃદ્ધ દસ્યુ

શું બકે છે ? ઉગ્રકાલ સાંભળશે તો જીવ લેશે.

જુવાન દસ્યુ

ઉગ્રકાલ ! ઉંહું —

વૃદ્ધ દસ્યુ 31025

હા. ઉગ્રકાલ દેવ તો જીવતા જાગતા બેઠા છે.

[ઋક્ષ એકદમ ઉભો થઈ ઉછળે છે, અને શમ્બરના ગઢમાં એણે ભૈરવને નાચતો જોએલો તેવી રીતે તે નાચે છે. પેલા દસ્યુઓ એને જોઈ ગભરાય છે. અને પછી એને ઉગ્રકાલ ધારી, સુઈ જઈ ભોંયપર માથું અડાડે છે]

ઋક્ષ

ઉગ્રકાલ પ્રસન્ન ઈ-ઈ-ઈ-ઈ-ઉ —

[ઋક્ષ નાચ્યો જ જાય છે].

બંને દસ્યુઓ

[ ભોંય પરથી માથું ઉંચક્યા વગર ]

ઈ – ઈ – ઈ – ઈ – ઉ – ઉ –

ઋક્ષ

[ સ્વગત ]

કોણ કહે છે કે હું મહર્ષિ નથી? શું અગસ્ત્યની એકલાની જ પૂજા થાય છે? મારી પણ થાય છે. [ પાસે આવી દસ્યુંઓને ઉઠાડે છે ને તેમને ચમસમાંથી બબ્બે ટીપાં સુરાનો પ્રસાદ આપે છે ] ઉભા થઈ જાઓ. ઈ – ઈ – ઈ – ઈ – ઉ – ઉ – ઉભા થઈ જાઓ. હું મારા ભક્તો પર પ્રસન્ન છું. ઉભા થઈ જાઓ. હાથ જોડો. [ દસ્યુઓ ઉઠી હાથ જોડે છે ] ચાલો મારી સાથે આવો, ગભરાઓ નહીં. [ પોતે સુરા પીએ છે ] હું ઉગ્રકાલ છું. [ પાસે આવી ડોળા કાઢીને ] તમે ના કહો છો?

[ ઋક્ષ દસ્યુઓના હાથમાં હાથ નાખે છે અને જેમ શમ્બરના ગઢમાં દસ્યુઓ નાચતા તેમ ત્રણે નાચે છે ]

ઋક્ષ, જુવાન દસ્યુ, વૃદ્ધ દસ્યુ

ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ.

[ થોડી વાર ત્રણે નાચે છે. પગલાં સંભળાય છે ]

વૃદ્ધ દસ્યુ

બાપ રે ! કોઈ આવ્યું !

[ ઋક્ષ હાથ છોડી વાડમાં ભરાઈ જાય છે. કુત્સ અને એનો સાથી બંને આવે છે એટલે ઋક્ષ તેમની સામો ઉછળીને આવે છે ને દસ્યુઓનો નાચ કરે છે ]

ઋક્ષ

ઇ–ઈ–ઈ–ઇ–ઉ–ઉ . . . ઈ–ઈ–ઇ–ઈ–ઉ–ઉ.

આર્ય સૈનિકો

ઓ મારા બાપ રે ! – દસ્યુઓનો દેવ ! [ નાસી જાય છે ]

ઋક્ષ [ પેટ પકડીને હસે છે ]

હા – હા – હા – હા. [ દસ્યુઓને ] આમ આવો, આમ આવો. ગભરાઓ નહીં, બેટાઓ, ગ – ગભરાઓ નહીં. હું કોણ છું ? ઈ – ઈ – ઈ – ઈ–ઉ–ઉ [ તાનમાં ] મને ઓળખતાં નથી ? બીઓ છો શું ? હું ઈન્દ્ર અને ઉગ્રકાલ બંનેને બગલમાં લઈ ફરું છું. હા – હા –હા – શમ્બર અને દિવોદાસને મેં રમાડીને મોટા કર્યા છે. હા – હા –હા– વિશ્વરથ ને શામ્બરી તો મારા કહ્યા વગર પાણી પણ નથી પીતાં. હા – હા – હા – હા –

વૃદ્ધ દસ્યુ [ હાથ જોડી ]

અન્નદાતા ! આપ વિશ્વરથના વૃકને ઓળખો છો ?

ઋક્ષ [ ખડખડ હસીને ]

હો – હો – હો – હા – હા – વિશ્વરથનો વૃક ! એ તો સવાર ને સાંજ મારા પગ ચાંપે છે.

[ ગૌરવમાં એની જીભ લથડી રહે છે ]

જુવાન દસ્યુ

વૃક મારો મસીઆઈ ભાઈ થાય. એ કહેતો હતો કે વિશ્વરથે અમારી ઉગ્રાબાને આર્યા કરી એ ખરી વાત ?

ઋક્ષ

[ અક્કલહીણું હસીને માથું ધુણાવે છે ]

વિશ્વરથે આર્યા કરી ! ઉં – હ. વિશ્વરથ ચાર આંગળનો હતો સારથી આર્યા બનાવવનો રસ્તો તો મેં એને દેખાડયો. શમ્બરના પૂરમાં મહીના સુધી હું એકલે હાથે જોઇ એ તેટલી આર્યાઓ બનાવતો હતો.

વૃદ્ધ દસ્યુ [ જુવાન દસ્યુને ]

અલ્યા, આ તો છેક ગાંડો લાગે છે. ચાલ હવે ચાલ્યા જઈએ.

જુવાન દસ્યુ

ભાઈ ! જેણે ઉગ્રકાલની પ્રાર્થના કરી આર્ય સૈનિકો નસાડ્યા એને ગાંડો કેમ કહેવાય ? [ ઋક્ષને ] અન્નદાતા ! અમને હવે રજા આપો.

ઋક્ષ [ ભભકાથી ]

શી રજા જોઈએ છે ? કહી દો – હું આપી દઉં.

વૃદ્ધ દસ્યુ

અમે અમારાં લોકોને મળવા આવ્યા છીએ.

ઋક્ષ

તમારા લોકો ? તમારા દસ્યુઓ ? અહિંઆં ક્યાં છે ? મને તો કોઈ દેખાતું નથી.

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા ! આ પેલું કાળું ખેતર રહ્યું.

ઋક્ષ

કાળું ખેતર ? અહં ! જ્યાં તમારા લોકના કેદીઓ પુરાયા છે તે ? મેં કોઈ દહાડો જોયું જ નથી. [ ગાંભીર્યથી ] અહં. પણ એ કાળું ખેતર કેમ ? લીલું નહીં, પીળું નહીં, ધોળું નહીં, અને કાળું કેમ ? [ ખડખડ હસે છે ]

જુવાન દસ્યુ

અન્નદાતા ! અમારા લોકોને એમાં પુરવામાં આવે છે તેથી કાળું.

ઋક્ષ [ યાદ લાવીને ]

નહીં – નહીં. ભગવતી લોપામુદ્રા એકવાર કહેતાં હતાં. એ કાળું ખેતર કહેવાય છે કારણ કે અમારા ગોરા કપાળમાં એ કાળો ચાંદલો છે. હા – હા – હા. [ ધ્યાનથી જોવાની મહેનત કરે છે ]

વૃદ્ધ દસ્યુ

આ કાંટાની મોટી વાડ છે. તેની પાછળ.

ઋક્ષ

એમ ? એમાં કેટલા દસ્યુઓને પૂર્યા છે ?

વૃદ્ધ દસ્યુ

હવે તો આઠ દશ સેંકડા હશે.

ઋક્ષ

બસ ! – બીજા ક્યાં ગયા ?

વૃદ્ધ દસ્યુ

રોજ સારા સારા દસ્યુઓને તમારા લોકના દાસ બનાવવા ઉપાડી જાય છે. સાંજ પડે છે ત્યારે બાકીનાને પાછા પૂરી દે છે.

ઋક્ષ [ રોફથી ]

પૂરી દે છે ? પૂરી દે છે ? મારો વિશ્વરથ દસ્યુઓને આર્ય બનાવે અને રાજા દિવોદાસ એમને પૂરી દે છે ? [ ક્રોધનો ડોળ કરી ] પણ ત્યારે તમે કેમ પૂરાયા નથી ?

જુવાન દસ્યુ

અમે તો દાસ છીએ, ને તૃત્સુગ્રામમાં રહીએ છીએ.

ઋક્ષ

ત્યારે અહીંઆં કેમ આવ્યા છો ?

જુવાન દસ્યુ

કોઈવાર મધરાતે ચોરીછુપીથી આવીએ છીએ.

ઋક્ષ [ મહેરબાનીથી ]

અહં ! સમજ્યો, સમજ્યો. તમે કાયર છો. [ લુચ્ચું હાસ હસતાં ] તમે સવારે આવી શકતા નથી. તમે બીકણ છો.

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા ! અત્યારે અમે આવીએ છીએ એમાં પણ શીરસટ્ટાનું જોખમ છે. પકડાઈએ તો અમારો શીરચ્છેદ થયા વગર રહે નહીં.

ઋક્ષ [ રોફથી ]

ત્યારે હે બીકણો ! હે બાયલાઓ ! હે નિસત્ત્વો ! અત્યારે શું કામ આવો છો ?

વૃદ્ધ દસ્યુ

શું કરીએ ? અન્નદાતા ! અમારાં સગાંવહાલાંઓ અહીંઆં છે એટલે કોઈવાર હૈયું ખેંચાય છે. આજે વિશ્વરથે ઉગ્રાબાને આર્યા બનાવી અને હવે રાણી બનાવશે એ વધામણી દેવા અમે આવ્યા છીએ.

ઋક્ષ

વધામણી ! કૈં વાત છે? હું ને મારો વિશ્વરથ દસ્યુઓનો ઉદ્ધાર કરવા બેઠા છીએ ત્યાં તમે આમ ગભરાઈ ગભરાઈ ને મરી જાઓ છો ? [ ક્રોધથી ] ધિક્કાર છે તમને, બાયલાઓ ! હું દુર્દમનો પુત્ર ઋક્ષ – અગસ્ત્યનો પ્રિય શિષ્ય – અને વિશ્વરથનો મિત્ર, તમને કહું છું કે તમારો ઉદ્ધાર થઈ ગયો છે. નાચો, કુદો, સુરા પીઓ. [ નાચે છે ] ઉગ્રકાલ પ્રસન્ન. ઈ – ઈ – ઈ – ઈ – ઉ – ઉ.

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા ! શું મોઢું લઈને હસીએ નાચીએ ? અમારાં ભાઈ-ભાંડુઓ તો આ વાડની પાછળ ઢોરની જેમ પૂરાઈ રહ્યાં છે.

ઋક્ષ

એમાં સ્ત્રીઓ પણ છે ?

વૃદ્ધ દસ્યુ

હા. પુરુષો છે, સ્ત્રીઓ છે, છોકરાંઓ છે

ઋક્ષ [અન્નચબ થઈ]

ત્યાં બેઠાં બેઠાં તે શું કરે છે?

વૃદ્ધ દસ્યુ

શું કરે છે? ચાબખાના માર ખાય છે, પાણી વિના તરફડે છે, મરણની વાટ જોતાં બેઠાં છે.

ઋક્ષ [ગંભીર બનીને ડોકું ધુણાવે છે]

ભગવતી લોપામુદ્રા! તમારી વાત ખરી છે – તદ્દન ખરી છે. અમે આર્યો દુષ્ટ છીએ. [પ્રાર્થના કરીને] હે દેવ વરુણ! હું ઋક્ષ, લોપામુદ્રાનો શિષ્ય, અગસ્ત્યનો શિષ્ય અને બંનેનો સામટો શિષ્ય, મારા બંને ગુરુના સમ ખાઈને કહું છું કે હું દસ્યુએ દસ્યુનો ઉદ્ધાર નહીં કરું તો હું – હું–[ગુંચવાડામાં અટકે છે] હું શું કરી નાખું તે મને સુજતું નથી. [હસે છે ને સુરા પીએ છે]

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા! પણ રાજા દિવોદાસ તમને કૈં નહીં કરવા દે.

ઋક્ષ

ગડબડ નહીં કર! એ દિવોદાસ છે કોણ? એ કયા ઝાડનું મુળીયું છે? હું, મારો વિશ્વરથ, અમારાં ભગવતી લોપામુદ્રા ઉદ્ધાર કરવા બેઠાં ત્યાં કોની મગદુર છે કે આડે આવે? વિશ્વરથ જેવો ભરતોનો રાજા આર્યોમાં શ્રેષ્ઠ તમારી શામ્બરીને રાણી બનાવે છે પછી શું? [હેડકી ખાય છે ને સ્થિર થઈ નિશ્ચય પર આવે છે] ચાલ, મને તારા લોકો પાસે લઈ જા. હું એમનો ઉદ્ધાર કરું. [ખેતર પાસે જાય છે. બોલે છે.] આ કાળું ખેતર? ચોક્કસ?

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા! આ જ કાળું ખેતર.

ઋક્ષ

એમ? [નાચે છે] ઉગ્રકાલ પ્રસન્ન – ઈ – ઈ – ઈ – ઈ–ઉ – ઉ.

દસ્યુઓ [ અંદરથી ]

ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ.

ઋક્ષ [ ઉભો રહી માથે હાથ દે છે ]

સંભળાય છે. અવાજ સંભળાય છે પણ મને રસ્તો દેખાતો નથી. મને લઈજા અંદર. [ જુવાન દસ્યુના હાથપર હાથ મુકે છે. ]

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા ! અંદર જવાનો રસ્તો નથી. છીંડું બંધ કર્યું છે.

ઋક્ષ

તો ઉઘાડી નાખ, મારી આજ્ઞા છે.

વૃદ્ધ દસ્યુ [ જુવાન દસ્યુને ]

અલ્યા, આ પોતે મરવાનો અને આપણને મારવાનો હોં.

જુવાન દસ્યુ [ વૃદ્ધ દસ્યુને ]

ગભરાય છે શું ? વિશ્વરથનો મિત્ર છે અને અગસ્ત્યનો શિષ્ય છે. એને શું થવાનું છે !

ઋક્ષ

ચાલ ઉઘાડી નાખ. મારું કહ્યું નથી માનતો ?

વૃદ્ધ દસ્યુ [ ખંધાઈથી ]

અન્નદાતા ! એ છીંડું ઉઘડે એમ નથી.

ઋક્ષ

શું બકે છે ? ખસેડી નાખ – ખોદી નાખ – બાળી મુક – હું અગ્નિદેવનું આવાહન કરું છું.

જુવાન દસ્યુ

બળાય, પણ શાથી ?

ઋક્ષ [ મોટેથી આવાહન કરીને ]

અગ્નિદેવ ! હું તમારું આવાહન કરું છું. તમારાં ચાર શીંગડાં વડે

આ વાડને ઉથલાવી નાખો. તમારા ત્રણ પગો વડે આ વાડને કચરી નાખો. તમારા સાત હાથ વડે આ વાડ ખસેડી દસ્યુઓને છુટા કરો. [ કરગરીને ] અરે ! ક્યાં છો ? આ દસ્યુઓને છોડવવા હું મથું છું અને તમે આવતા પણ નથી ? [ ઠપકો દેતાં ] તમને થયું છે શું ? હું ઋક્ષ— દુર્દમનો પુત્ર, અગસ્ત્ય ને લોપામુદ્રાનો સહીઆરો શિષ્ય, તમારું આવાહન કરું છું. ચાલો, અલ્યા દસ્યુઓ ! જોયા શું કરો છો ? અગ્નિનું સ્થાપન કરો.

જુવાન દસ્યુ

પણ શા વડે ?

ઋક્ષ

મૂર્ખ ! જોતો નથી ? મારી કેડે આ ચકમક બાંધી છે તેના વડે. [ તેને છોડવા નિષ્ફલ પ્રયત્ન કરે છે ] મારાથી છુટતી જ નથી. જોયા શું કરે છે ? છોડી લે, છોડી લે, કાંઇક ઠેકાણે બાંધેલી પડી હશે.

જુવાન દસ્યુ

જેવી આજ્ઞા.

[ ઋક્ષને કેડેથી ચકમક છોડે છે અને વાડને આગ લગાડે છે ]

ઋક્ષ [ મંત્ર ભણતાં ]

ૐ चत्वारि शृंगा त्रयोऽस्यपादा द्वे शीर्षे सप्त हस्ता सोऽस्य त्रिधा बद्धो वृषभो रोरवीति [ વાડમાં ભડકા થાય છે ] હાં બરાડો માર્યો ખરો.

[ અંદર પુરાએલા દસ્યુઓની વેદનાઘેરી આંખો કદી ન જોએલું દશ્ય જુએ છે. એમના મોતના પાંજરાનો કાંટાનો દરવાજો ભડભડ બળવા માંડે છે. બળતાંની આરપાર સાક્ષાત્ ઉગ્રકાલ, થનગન થનગન નાચીને હર્ષની ઘોષણા કરતા એમનીનજરે પડે છે. એમનાં શિથિલ ગાત્રોમાં ચેતન આવે છે. એમનાં હતાશ હૈયામાં આશાની ઉષ્મા સંચરે છે. રોગિષ્ટ છે તે રોગ વીસરી જાય છે. ઘાયલ છે તે વ્રણની વેદના વીસરી જાય છે. આશા અને ઉત્સાહથી તે એકી ટશે એમના મોક્ષદાતાને નીહાળી રહે છે. આખરે વાડનો થોડો ભાગ બળી રહે છે.

ઋક્ષના જીવનનો આજે પરમ પ્રસંગ છે. ગરમ રાખ પર દસ્યુઓ થઇ મુકે છે અને તે ઉપરથી બહાર આવે છે. જગત જીતી આવેલા કોઈ પ્રતાપી દેવાધિદેવ સમો ઋક્ષ ગર્વથી હસતો, ડોલતો, જીભ લબડાવતો, થોડી થોડી વારે ચમસમાંથી સુરા પીતો, જોઈ રહે છે. દસ્યુ નરનારીઓ ઉંધે માથે, એના પગ આગળ પડે છે. ]

દસ્યુઓ

ઉગ્રકાલ પ્રસન્ન. ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ.

ઋક્ષ [ નાચીને ]

ઉગ્રકાલ પ્રસન્ન. ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ. વત્સો, શત શરદ જીવજો !

વૃદ્ધ દસ્યુ [ હાથ જોડી ]

અન્નદાતા ! આ લોકોને બચાવો ! આ બધા તમારે ચરણે પડયા છે, એમને મરતા બચાવો !

ઋક્ષ [ ગુસ્સામાં ]

કોની મગદુર છે કે આ મારા દસ્યુઓને આંગળી અડાડે ? જોઉં છું. બસ !

વૃદ્ધ દસ્યુ

— અન્નદાતા ! સવાર પડશે અને આપ ચાલ્યા જશો. અને આ વાંડ તોડી બહાર નીકળ્યા માટે આ બધાને સેનાપતિ મારી નાખશે.

ઋક્ષ

શું ? શું ? હા – હા – હા. મારા ભક્તોને છેડનાર છે કોણ ?

એક દસ્યુ કેદી

અન્નદાતા ! અમે તો દાસો છીએ.

ઋક્ષ

દાસ ! દાસ ! ખોટી વાત. તદ્દન ખોટી વાત. હું અને મારો વિશ્વરથ બધાને હમણાં ને હમણાં આર્યો બનાવી દઈશું.

એ ચાર દસ્યુઓ [અત્રયણીથી]

આર્ય ! આર્ય ! અમને આર્ય બનાવવાના ?

વૃદ્ધ દસ્યુ

ભાઈઓ, આજે ન બનવાનું બન્યું છે. વિશ્વરથ ભરતશ્રેષ્ઠે આપણી ઉગ્રાબાને આર્યા બનાવી છે અને કાલે મહિષી તરીકે સ્થાપવાના છે.

દસ્યુઓ

હેં ! આપણી ઉગ્રાબા ? હેં !
આર્યા —
ખરી વાત —
હોય નહિ —
હેં —

ઋક્ષ [રોફથી]

મૂર્ખાઓ ! તમે શું ધારો છો ? અમે કેવા છીએ ? આજે શામ્બરી આર્યા બની ગઈ. કાલે સવારે ભરતશ્રેષ્ઠની રાણી થઈ જશે. પરમ દહાડે તમે બધા આર્યો બની જશો.

વૃદ્ધ દસ્યુ

અન્નદાતા ! વૃક પણ એમ કહેતો હતો. પણ હું રાજા દિવોદાસને બરોબર ઓળખું છું; હું એમનો જ દાસ છું. એ એમ નહીં થવા દે.

ઋક્ષ [ગુસ્સામાં]

કોની માએ સવાશેર સુંઠ ખાધી છે કે મારી આડે આવે ! [એક નાના છોકરાની સામું જોઈ] ચાલ આવ, તારે આર્ય થવું છે ? ચાલ લઈ જાઉં, મારા મિત્ર પાસે. શી શી ...

[બાળકને સીસોટી વગાડી રમાડે છે. એક જુવાન દસ્યુકન્યા, દસ્યુઓ વચ્ચે રસ્તો કાપતી આગળ આવે છે]

સુરા

ઋક્ષ ! ઋક્ષ ! મને નહિં ઓળખી ? હું દાગીની નાની બહેન —

[ પગે પડે છે ]

ઋક્ષ [ ઓળખતાં ]

કોણ સુરા ! [ તેનું માથું પંપાળી ] સુરા – ફક્કડ છોકરી છે.

[ સુરા ઋક્ષને ગળે વળગે છે ]

સુરા

ઋક્ષ ! ઋક્ષ ! મને ઉગ્રાભા પાસે લઈ જા. મને વિશ્વરથ પાસે લઈ જા. લઈ જા, લઈ જા. તને પગે લાગું.

દસ્યુઓ [ પગે પડીને રડતાં ]

લઈ જાઓ, અમને વિશ્વરથ પાસે લઈ જાઓ.

ઋક્ષ

[ ગર્વથી પગે લાગતા સમૂહ તરફ જોઈ ]

હા, બધાં ચાલો ! શામ્બરી અમારી મહિષી થવાની છે. મારી સાથે બધાં ચાલો.

દસ્યુઓ

ચાલો, ચાલો, ચાલો —

ઋક્ષ [ નાચીને ]

ઇ–ઇ–ઇ–ઇ–ઉ–ઉ— [ ચાલવા માંડે છે ]

એક દસ્યુ

અન્નદાતા ! જરા ઉભા રહો.

વૃદ્ધ દસ્યુ [ જુવાન દસ્યુને ]

અલ્યા, આ મરવાનો સોદો છે. જો, આ શું કરવા બેઠો છે ?

જુવાન દસ્યુ [ વૃદ્ધ દસ્યુને ]

થઈ થઈને શું થવાનું છે? આ લોકો આમ તો અહીંઆં મરવાના જ છે ને!

વૃદ્ધ દસ્યુ [ વૃદ્ધ દસ્યુને ]

પણ આપણે નાહકના મરી જઈશું.

જુવાન દસ્યુ [ વૃદ્ધ દસ્યુને ]

હા, ચાલ ચાલી જઈએ. [ ઋક્ષને ] અન્નદાતા! આપની રજા હોય તો ગ્રામમાં જઈ અમે બધા દસ્યુઓને બોલાવી લાવીએ.

[ પગે લાગે છે ]

ઋક્ષ

જાઓ–જાઓ, જલદી જાઓ. બધાને લઈ આવો. [ વૃદ્ધ અને જુવાન દસ્યુઓ દોડતા ચાલી જાય છે. બીજાઓને ] ચાલો આપણે વિશ્વરથને હર્મ્યે જઈએ. ઈ–ઈ–ઈ–ઈ–ઉ–ઉ –

[ ચાલવા માંડે છે. દસ્યુઓનો સમૂહ એની પાછળ જાય છે ]

પડદો પડે છે.

# અંક બીજો

[સમય : ચાર ઘડી પછી. ચંદ્ર પશ્ચિમમાં આવ્યો છે. સરસ્વતીનો રેતાળ કીનારો આગળ આવ્યો છે અને દૂર ડાબા ખુણામાં સરસ્વતી વહી જાય છે.

જમણી બાજુએ ખુણામાં વિશ્વરથનો હર્મ્ય આવેલો દેખાય છે અને ત્યાંથી તીરપર આવવાનો પથ્થર ઢળતો રસ્તો છે. એક પથ્થરપર જમદગ્નિ ભાર્ગવ, વિશ્વરથનો ભાણેજ, મિત્ર ને સહાધ્યાયી બેઠો છે. એના મુખપર ખેદ છે.

સામું વિશ્વરથનો સેનાપતિ પ્રતર્દન ઉભો છે. એનું મુખ સખત છે છતાં અત્યારે નિરાધારી દર્શાવે છે.

એક તરફ ભરતશ્રેષ્ઠ વિશ્વરથનો વિશ્વાસુ દસ્યુ વૃક ઉભો છે. તે મજબુત, વૃદ્ધ, કાળો, ચીબો દસ્યુ છે. તે ખડ્ગ ખભે મુકી પુતળાંની જેમ ઉભો રહ્યો છે. તેના પગ આગળ ઉગ્રાનું શબ છે. તે ઉપર મૃગચર્મ ઓઢાડયાં છે. પાસે એક દાસ મશાલ લઈને ઉભો છે. શબની ડાબી બાજુએ, આગળથી ગામનો રસ્તો આવે છે. જમણી બાજુએ, આગળથી, કિનારો અગસ્ત્યના આશ્રમ તરફ જતો દેખાય છે.

વિશ્વરથ આવે છે. એણે માત્ર ધોતીયું પહેર્યું છે. એના હાથ પર બાજુબંધ છે. એના શ્વેત મુખની આસપાસ છુટા ગુંચવાએલા વાળ ગમે

તેમ ઉરે છે. એની તેજદાર આંખો બેબાકળી, ગાંડા જેવી છે. એનું સુરેખ નાક પ્રચંડ આવેશથી ફાટે છે. તે દોડતો, હાંફતો આવે છે.]

વિશ્વરથ [બેઠેલે, ઉદ્વેગભર અવાજે]

જમદગ્નિ! જમદગ્નિ! ખરી વાત? શામ્બરીને ભૈરવે મારી નાખી? કહે? [વાળ ખેંચે છે]

જમદગ્નિ

[આંગળી વતી શમ્બરીનું શબ બતાવી]

હા.

[વિશ્વરથ એક ફલંગે શબ પાસે જાય છે, અને ઓઢાડેલું મૃગચર્મ ફેંકી દે છે અને ફાટેડોળે ગાંડા જેવો જોયા કરે છે]

વિશ્વરથ

ઓ – ઓ – ઓ –

[હવામાં બાચકા ભરે છે અને બેભાન બની ભોંય પર પડે છે. જમદગ્નિ દોડીને તેની પાસે જાય છે અને પાસે પડેલા તુમડામાંથી પાણી લઈ તેને મોઢે છાંટે છે. પ્રતર્દન પાસે આવી ઉભો રહે છે અને ચિંતાથી પવન નાંખે છે. વૃદ્ધ ધીમેથી નીચો વળી શામ્બરીના શરીરપર મૃગચર્મ પાછું ઓઢાડે છે અને પાછો ચિત્રામણ જેવો બની તેની પાસે ઉભો રહે છે]

જમદગ્નિ

મામા! વિશ્વરથ!

[થોડી વારે વિશ્વરથ ભાનમાં આવે છે. જમદગ્નિ તેને બેઠો કરે છે. તે ગભરાએલી આંખોવડે પ્રતર્દનના સખ્ત મુખ તરફ જોયા કરે છે. જાણે સ્મરણશક્તિને પુછતો હોય તેમ તે ધીમે ધીમે વાળ તાણીને બોલે છે]

વિશ્વરથ

ઉગ્રા? ઉગ્રા? મરી ગઈ?

જમદગ્નિ

[વિશ્વરથને પંપાળે છે]

વિશ્વરથ

ને ભગવતી લોપામુદ્રા ?

જમદગ્નિ

દેવે કૃપા કરીને એમને બચાવી લીધાં.

વિશ્વરથ

ને ભૈરવ ? એમનો હત્યારો ? મરી ગયો ? મેં મારી નાંખ્યો ?

જમદગ્નિ

હા, હા. તું શાંત થા ભાઈ, શાંત થા.

[ બહાર ઘોડા હણહણે છે ]

વિશ્વરથ [ ચમકીને ]

પ્રતર્દન, પ્રતર્દન, પ્રતર્દન, આ શું ?

સેનાપતિ પ્રતર્દન

ભરતશ્રેષ્ઠ ! આપણું સૈન્ય તૈયાર છે.

[ વિશ્વરથ વાળ ખેંચી, યાદ લાવવાનો ફરી પ્રયત્ન કરે છે ]

વિશ્વરથ

સૈન્ય ?. . . શા માટે તૈયાર છે ?

સેનાપતિ પ્રતર્દન

રાજન્ ! આપે આજ્ઞા કરી હતી તેથી. સૂર્યોદયે આપણે તૃત્સુગ્રામ છોડી ચાલી જવું છે ને ?

વિશ્વરથ [ જોરથી બે હાથે માથું પકડીને ]

હા, હા. સૂર્યોદયે તૃત્સુગ્રામ છોડવાનું છે . . . . સૂર્યોદયે શામ્બરી ગુરુને આપી દેવાની હતી. હા, હા. [ શબ તરફ જોઈને ] પણ શામ્બરી – મારી ઉગ્રા છે ક્યાં ? [ રડી દે છે ] ગઈ, ગઈ, નિરાધાર બિચારી યમલોકમાં ચાલી ગઈ. મારી – મારી – નિર્દોષ ઉગ્રી !

[ ધાંટો પાડી રડે છે. ક્યાં સુધી કોઈ બોલતું નથી ]

સેનાપતિ પ્રતર્દન

રાજન્! ત્યારે શી આજ્ઞા છે?

વિશ્વરથ

ગુરુવર્ય શું કહે છે?

જમદગ્નિ

ગુરુદેવ તો ભગવતી લોપામુદ્રાની માવજત કરતા બેઠા છે.

સેનાપતિ પ્રતર્દન

ત્યારે હવે શું કરીશું?

વિશ્વરથ

બીજું શું? હવે શામ્બરીને અગ્નિદાહ કરીએ.

[ પ્રતર્દન ગભરાઈને પાછો હઠે છે. જમદગ્નિ આંખો ફાડી જોઈ રહે છે ]

સેનાપતિ પ્રતર્દન

અગ્નિદાહ!

વિશ્વરથ [ ગુસ્સાથી ]

શામ્બરીના પ્રેતને પણ રઝળાવવું છે?

સેનાપતિ પ્રતર્દન [ સસંભ્રમ ]

ના – ના, રાજન્! મેં જાણ્યું કે એને દાટવાની હશે.

વિશ્વરથ

પ્રતર્દન! એ તો મારી પત્ની હતી – દેવ સૂર્યે સ્વીકારેલી આર્યા – મેં માનેલી ભરતોની મહિષી. અગ્નિ એને યમલોકમાં લઈ જશે. [ વૃકને ] વૃક! એને સ્મશાને લઈ જવાની તૈયારી કર.

સેનાપતિ પ્રતર્દન [ કરગરીને ]

કૌશિક! કૌશિક! જરા તો વિચાર કરો! અમારું જરા તો સાંભળો! જ્યાંથી આપણા મહર્ષિઓ, અંગીરા ને ભરદ્વાજ પિતૃલોકમાં

સંચર્યા ત્યાં – ત્યાં શામ્બરીને અગ્નિદાહ ! કેમ થાય ? રાજન્ ! રાજન્ ! આ તમને શું થયું છે ? પિતૃઓ માટે પણ તમને પરવા નથી રહી ? શું કરવા બેઠા છો ?

[ પાસે ઘુંટણીએ બેસી, હાથ જોડી રહે છે ]

**વિશ્વરથ** [ ઉંચું જોઈને ]

દેવ ! દેવ ! આ આર્યોના અભિમાનથી હું થાકયો છું – તમે નથી થાકયા ? [ થોડી વાર મુગો રહે છે. પ્રતર્દનને ] ખરી વાત છે; પ્રતર્દન ! ખરી વાત છે ! જે આર્યોએ એના પિતાને, એની જાતિને, અને એને રીબાવી રીબાવી માર્યાં તેમની સ્મશાનભૂમિમાં શામ્બરીની છાર પણ કેમ ઠરે ? ખરી વાત છે. [ વૃકને ] વૃક ! તું. તો મારું કહ્યું કરશે ને ?

**વૃક** [ હાથ જોડી પાસે ઘુંટણીએ પડે છે ]

અન્નદાતા ! આજ્ઞા કરો ! હું આપનો દાસ છું.

**વિશ્વરથ** [ ઉભો થઈ જઈ વૃકને ]

મારી નિષ્કલંક ઉગ્રાના પ્રેતને કોઈ પણ અભિમાનીનો સ્પર્શ નહીં જોઈએ. સરસ્વતી દેવી અહીંઆં જ, મારા હર્મ્ય આગળ જ વહે છે. મારા તપમાં બલ હશે તો અહીંઆં જ શોચિષ્કેશ આવશે અને ઉગ્રાના શબને લઈ જશે. અહીંઆં જ આ પતિતપાવન સ્રોતસ્વિની એનાં અસ્થિ પોતાના અંતરમાં સમાવશે. [ પ્રતર્દનને ] જા ! પ્રતર્દન ! મારે કોઈનું કામ નથી. [ જમદગ્નિને ] તું પણ જા.

**જમદગ્નિ**

વિશ્વરથ ! શા માટે અકળાઈ ઉઠે છે ? દેવે જેને આર્યા માની તેને માનવી કેમ અવગણશે ? વૃક ! ચાલ, આપણે અગ્નિદાહની તૈયારી કરીએ. વિશ્વરથ ! તું શાંત થા. હું બધી વ્યવસ્થા કરું છું.

[ જમદગ્નિ અને વૃક જાય છે. વિશ્વરથ થોડી વારે શામ્બરીના શબ પાસે જાય છે, મૃગચર્મ ખસેડે છે, જુએ છે. પાછું ઢાંકી, ધ્રુસ્કા ભરતો એક પથ્થર પર આવી તે બેસે છે, અને બેધ્યાન જેવો ભોંય પર જોઈ રહે છે. ગય નાયક અને એક તૃત્સુ સૈનિક ગામને રસ્તેથી આવે છે અને માંહોમાંહ વાત કરે છે. ]

ગય

જો, તું અહીંઆં છુપાઈને ઉભો રહે અને જરૂર પડે મને બોલાવજે. એક પણ ભરતને અહીંઆંથી છટકવા દેવો નથી. રાજન્ અતિથિગ્વની આજ્ઞા છે. સમજ્યો કે ?

તૃત્સુ સૈનિક [ શબને બતાવી ]

નાયક ! પેલું જોયું કે ? પેલી શામ્બરીનું શબ. કહે છે કે એક ઘાએ ભૈરવે માથું ને ધડ જુદાં કરી નાખ્યાં.

ગય

પીડા ઓછી થઈ.

[ ગય જાય છે. તૃત્સુ સૈનિક સંતાઈને ઉભો રહે છે. જમદગ્નિ, વૃક અને બે દાસો આવે છે. દાસોએ ખભે લાકડાંની ભારીઓ લીધી છે. ]

જમદગ્નિ

વૃક ! અહીંઆં જ ચિતા ખડકાવ.

વૃક

જેવી આજ્ઞા.

[ જમદગ્નિ જાય છે. વૃક અને દાસો ચિતા ખડકે છે. વિશ્વરથ ભાન વિનાનો બેસી રહે છે. પ્રતર્દન અને પ્રતીપ, ભરતોનો નાયક, આવે છે. પ્રતીપ ત્રીશેક વર્ષનો જુવાન આર્ય છે. એ શસ્ત્રસજ્જિત છે. ]

પ્રતીપ ભરત

સેનાપતિ !

સેનાપતિ પ્રતર્દન

કેમ ?

પ્રતીપ ભરત

જોયું ? ચારે તરફ તૃત્સુઓએ ચોકી મુકી દીધી છે.

સેનાપતિ પ્રતર્દન

કૈ હરકત નહીં. આપણે નીકળવાને હજી વાર છે. અને શામ્બરી મરી ગઈ એટલે વાત પણ સીધી થઈ ગઈ પણ આપણા સૈનિકો તો સજ્જ છે ને ?

પ્રતીપ ભરત

હા. પણ હવે અમારે કોઈને અહીંઆં રહેવું નથી. બધા થાકી ગયા છે.

[ પ્હો ફાટે છે. દૂરથી કીનારાપર માણસોનો મોટો સમૂહ ચાલી આવતો દેખાય છે. ]

સેનાપતિ પ્રતર્દન [ ધ્યાનથી જોઈને ]

આ શું ? આ મોટા વિરાટ સર્પ જેવું શું આવે છે ?

[ ધ્યાનથી જોયા કરે છે ]

પ્રતીપ ભરત

બાપ રે ! આ શું ?

સેનાપતિ પ્રતર્દન

આ તો દસ્યુઓની હારની હાર આવતી લાગે છે.

પ્રતીપ ભરત [ ધ્યાનથી જોઈ ]

સેનાપતિ ! જુઓ તો ખરા ! કોઈએ તો માણસો ખાંધે લીધા છે, ને કોઈ કોઈને દોરે છે. ને કોઈક અપંગ તો પોતાની જાતને

ઘસડતાં લાગે છે. પેલો મૂર્ખ આ બધાંને અહીંઆં લાવે છે કે શું? ચાલ તપાસ કરીએ.

[ પ્રતર્દન અને પ્રતીપ જાય છે. અંધારું ઓછું થાય છે. સવાર પડવા લાગે છે. જમદગ્નિ આવે છે. ]

જમદગ્નિ

વિશ્વરથ ! ઉષા ઉગ્યાં. ચાલ, ઉઠ. અગ્નિદાહનો સમય થવા આવ્યો. ચાલ.

વિશ્વરથ

ચાલ.

[ બંને જણ ઉઠે છે. વૃક ને દાસો ચિતા ખડકી રહે છે. જમદગ્નિ નદીમાંથી તુમડું ભરી આવે છે, અને ઉશ્રાને પાણી વતી છાંટે છે. બંને શબને ઉંચકવા જાય છે. ]

ઋક્ષ [ નેપથ્યે ]

વિશ્વરથ ભરતશ્રેષ્ઠનો જય! મહર્ષિ કૌશિકનો જય !

દસ્યુઓ [ નેપથ્યે ]

મહર્ષિનો જય ! વિશ્વરથનો જય !

[ વિશ્વરથ અને જમદગ્નિ શબ ઉંચકવું છોડી જુએ છે. ]

વિશ્વરથ

આ શું?

જમદગ્નિ

એ તો પેલો ઋક્ષ. આવી વખતે પણ એને ભાન નથી.

તૃત્સુ સૈનિક [ સ્વગત ]

આ શું? માર્યા— [ દોડી જાય છે. ]

વિશ્વરથ

પણ એની સાથે આ બધા કોણ છે.? જો-જો—

[ ઋક્ષ બને એટલી ઝડપથી આવે છે ]

ઋક્ષ [ આવીને, ઠપકો દેવાના આડંબરથી ].

વિશ્વરથ ! કૌશિક ! ભરતશ્રેષ્ઠ ! અહીંઆં શું કરો છો ? અહીંઆં બેસી શું રહ્યા છો ? આ મારા બધા દાસોને ઉદ્ધારો ! એમને આર્ય બનાવો !

વિશ્વરથ

શું છે શું ?

[ પહેલાં ચારપાંચ સશક્ત દસ્યુઓ ને સુરા આવે છે. પછી દુઃખી, પીડિત, ઘાયલ, લંગડાં, પાંગળાં દસ્યુઓ આવે છે. કોઈકે વૃદ્ધોને ખાંધે લીધાં છે. કોઈક કોઈને દોરે છે. કોઈક પોતાની જાતને ઘસડે છે. છોકરાંઓ ને સ્ત્રીઓ પણ આવે છે. વિશ્વરથ આંસુભર આંખે આ દુઃખમય જનસમૂહ જોઈ રહે છે. ]

વિશ્વરથ [ રૂંધાતે અવાજે ]

ઋક્ષ ! આ બધાંને ક્યાંથી લાવ્યો ?

ઋક્ષ [ ધૃષ્ટતાથી ]

હે કૌશિક ! સૂર્યદેવના લાડીલા ! આ બધાં તમારી મહિષીનાં સગાંવહાલાં છે. એમને દુષ્ટ તૃત્સુઓએ સડેલાં ઢોરની માફક કાળાં ખેતરમાં પૂર્યાં હતાં. હું એમને છોડાવી લાવ્યો છું. હે મહર્ષિસંમા કૌશિક ! આ ભુખ્યાં, દુઃખી, વેદનાગ્રસ્ત દાસો, આશાભર્યે નયને, તમને પ્રાર્થી રહ્યાં છે. એમનો ઉદ્ધાર કરો.

દસ્યુઓ [ પગે પડી ]

ઉદ્ધાર કરો—અમારો !

વિશ્વરથ [ આક્રંદથી ]

શામ્બરીનાં સ્વજનો ! સારું થયું કે તમે વખતસર આવ્યાં. [ ધ્રુસકું ખાય છે ] મારી—અને તમારી-શામ્બરી મૃત્યુલોક છોડી ચાલી ગઈ.

[ મૃગચર્મ ઉપાડી શબ દેખાડે છે. તેનું માથું, મૃગચર્મના ઝપાટાથી, અબડીને દૂર આવે છે, અને ફાટે, નિશ્ચેતન, કારમે ડોળે બધાનાં હૈયાં ચીરી નાંખે છે. ]

દસ્યુઓ [ રડતાં, કકળતાં ]

હાય હાય !

ઓરે !—

મારાં—

ઓ ઉગ્રાબા !—

ઓ મારાં ઉગ્રાબા !

[ સુરા ચીસ પાડીને શબપર પડે છે. બધાં રડે છે. વિશ્વરથ અને જમદગ્નિ પણ દડદડ આંસું પાડે છે. સૈનિક ગય નાયકને લઈ આવે છે. ]

વૃત્સુ સૈનિક

નાયક ! નાયક ! કાળા ખેતરમાંથી દાસો છુટીને નાસી આવ્યાં. જુઓ—જુઓ !

ગય

કાળા ખેતરમાંથી ? કેમ કરી ? [ બધાંને જોઈને ] દેવ ઇંદ્ર ! હું આ શું જોઉં છું ? [ જતાં જતાં ] શું જુઓ છો ? [ જાય છે ]

[ નેપથ્યમાંથી ] મારો, મારો, પેલા કાળીઆને.

[ પ્રતર્દન, પ્રતીપ અને થોડા ભરત સૈનિકો વિશ્વરથના હર્મ્યના દરવાજામાંથી નીકળી રસ્તા ઉપર આવે છે. ]

સેનાપતિ પ્રતર્દન

પ્રતીપ! ગય કેમ ધસ્યો આવે છે? ભરતશ્રેષ્ઠને મારવા આવે છે કે શું? [પોતાના સૈનિકોને] ભરતો! ભરતો! દોડો દોડો તમારા રાજનને બચાવો.

[ડાબે હાથે આવેલા ગામના રસ્તા વાટે ગય તૃત્સુ સૈનિકો લઈ દસ્યુઓ ઉપર ધસતો આવે છે. જમણી બાજુ પરથી હર્મ્યના રસ્તા પરે થઈને પ્રતર્દન અને ભરત સૈનિકો ઉઘાડી તલવારે ઉતરી આવે છે. ગયને શસ્ત્ર ઉગામી વિશ્વરથ તરફ ધસતો જોઈ, પ્રતર્દન, ધનુષ્ય લઈ, બાણ છોડે છે. ગય અધવચ્ચે વીંધાઈ ભોંયપર પડે છે. પ્રતર્દન ખડ્ગ લઈ પોતાના સ્વામીને બચાવવા દોડતો આવે છે. ઋક્ષ પહેલાં ભોંયપર સુઈ જાય છે, અને પછી ચોપગો થઈ, આસ્તે આસ્તે ખડકેલી ચિતા પાછળ ભરાઈ જાય છે.]

સેનાપતિ પ્રતર્દન

દુષ્ટ! મારા સ્વામીપર ધસે છે? લેતો જા.

[તૃત્સુઓ દસ્યુઓને શસ્ત્રોથી મારે છે. ભરતો તૃત્સુઓ પર પ્રહાર કરે છે.] ભરતશ્રેષ્ઠનો જય!

વિશ્વરથ

અરે! અરે આ શું?

સેનાપતિ પ્રતર્દન

દુષ્ટ તૃત્સુઓએ આપણો જીવ લેવા ધાર્યો છે. આ ખડ્ગ લો. [એક ખડ્ગ વિશ્વરથને અને બીજું જમદગ્નિને આપે છે. વિશ્વરથ ખિન્નવદને દૂર ઉભો રહી યુદ્ધ જોયા કરે છે.]

જુદા જુદા અવાજો

ઓ બાપરે ... ઓરે. — મુઆ ... ઓ ... ઓ મારા ઉગ્રકાલ!

... ઈ–ઈ–ઈ–ઉ–ઉ–ઉ ... ઓ ... ઓ ... ઓ. માગે ...

કાપી નાંખો એ કાળીઆને ...

દિવોદાસ અતિથિગ્વનો જય ... મારો ... ભરતોને સંહારો ... તૃત્સુ શ્રેષ્ઠનો જય ... ભરતશ્રેષ્ઠનો જય ... કાશિકને બચાવો ... તૃત્સુઓને સંહારો ... ભરતોનો જય ... ભારતીનો જય ...

વિશ્વરથ [ ખેદથી, સ્વગત

જય ! હા, જય પોકારો તમારા દેશનો, તમારી ઈર્ષ્યાનો, તમારા વર્ણાભિમાનનો. આ નિર્દોષોના રુધીરથી તમારું આર્યત્વ ધોઈ નાંખો. તમે તેને યોગ્ય નથી. [ સખ્તાઈથી જોઈ રહે છે. મારાકાપી ચાલે છે.

એક તૃત્સુ [ એક તૃત્સુને

આ પેલી અમાવાસ્યાનું શબ. [ શબ તરફ દોડે છે ]

વિશ્વરથ [ ભયંકર અવાજે, વચ્ચે ખડ્ગ ધરીને

ચાંડાલ ! મોત આવ્યું છે ? [ ધસી આવનાર તૃત્સુઓ અને શબ વચ્ચે શસ્ત્ર ઉગામી વિશ્વરથ ઊભો રહે છે. દિવોદાસ અતિથિગ્વનો પુત્ર, સુદાસ્, હાથમાં ખડ્ગ લઈ દોડતો આવે છે. એ અંગે અંગે કાંપે છે. યુવરાજ સુદાસ્ પચ્ચીશ વર્ષનો, સુક્કો અને ઉંચો જુવાન છે. ]

સુદાસ્ [ મોટે અવાજે ]

તૃત્સુઓ ! ધસો ! મારો – એ નષ્ટ ભરતોને.

સેનાપતિ પ્રતર્દન [ વિશ્વરથને ]

કૌશિક ! સાવધાન ! સુદાસ્ તમારા પર ધસી આવે છે.

અવાજો.

ઓ...ઓ...મારો...સુદાસ્નો જય...કૌશિકનો જય...સંહારો... [ થોડી મારાકાપી રંગભૂમિ પર અને બાકીની જમણી બાજુએ નેપથ્યે ચાલે છે. ]

વિશ્વરથ [ ભયંકર અવાજે ]

સુદાસ્ ! તારા તૃત્સુઓને રોક. જે આ શબને છેડશે તેનો પ્રાણ લઈશ.

સુદાસ્ [રોષથી વીફરી]

શામ્બરી! શામ્બરી! એની એક કુચ્ચર રહેવા દેવાનો નથી. [ઉગ્રાના શબ તરફ જાય છે.]

**વિશ્વરથ** [દઢતાથી વચ્ચે આવી ઉભો રહે છે]

સુદાસ્! આપણે એક બીજાને હાથે કપાઈ મરીશું? આટલે વર્ષે? [દિવોદાસ અતિથિગ્વ દોડતા આવે છે. તૃત્સુઓના આ રાજા વૃદ્ધ પણ સશક્ત છે. તેણે અત્યારે શસ્ત્ર સજ્યાં નથી.]

દિવોદાસ

સુદાસ્! વિશ્વરથ! આ ભ્રાતૃહત્યા શી માંડી છે? શું કરો છો?

સુદાસ્ [ક્રોધથી]

પિતાજી! વચ્ચે પડશો નહીં. મને અત્યારે કૈં કહેશો નહીં. હું નહીં કે વિશ્વરથ નહીં. [દિવોદાસ એને ઝાલે છે ને એ છુટવાનાં ફાંફાં મારે છે.]

વિશ્વરથ [ભયંકર]

અતિથિગ્વ! ઉગ્રાના શબને એ ભ્રષ્ટ કરશે તો હું એનો જીવ લઈશ.

સુદાસ્

લે! લે! તારી મગદુર હોય તો. [દિવોદાસના હાથમાંથી જોર કરી છટકી જાય છે, અને વિશ્વરથ પર ધસે છે.] તૃત્સુઓ! આવો! શું જુઓ છો? [ઘા ઉગામે છે]

વિશ્વરથ [દાંત પીસી]

લે ત્યારે—લેતો જા!

દિવોદાસ

મૂર્ખ! વિશ્વરથ તને હમણાં મારી નાખશે —

[ સુદાસ્ વિશ્વરથ પર પ્રહાર કરવા જાય છે. દિવોદાસ ગુંચવાઈને જોઈ રહે છે. ભરતો અને તૃત્સુઓ વચ્ચે ઝપાઝપી થાય છે. ઝપાઝપીમાં ઉગ્રાનું શબ નદીમાં ધકેલાઈ જાય છે. વિશ્વરથ સુદાસનું ખડ્ગ ઉડાડી મુકે છે, અને તેના પર કુદી તેને ભોંય પર પાડે છે. ]

વિશ્વરથ

અતિથિગ્વ ! લઈ જાઓ તમારો આ પુત્ર ! મદાંધને પરાજય વિના મોક્ષ નહીં મળે.

દિવોદાસ

ભાઈ! ભાઈ! આ બધું શું માંડ્યું છે? ભ્રાતૃહત્યા —

વિશ્વરથ

હું શું કરું ? જુઓ તમારા આ શૂરાઓનું શૌર્ય ! અપંગ દાસો માર્યા–હવે શબો જીતવા નીકળ્યા છે —

[ ગામ તરફ આગના ગોટેગોટા ભભુકી ઉઠે છે. વિશ્વરથ એકદમ બોલતો અટકી જાય છે. દિવોદાસનો હાથ પકડીને ]

— રાજન્ ! રાજન્ ! જુઓ ! જુઓ ! અગ્નિદેવ તમારા ગ્રામ પર કોપ્યા છે.

દિવોદાસ [ જોઈને ]

અરેરે ! રે ! – ગ્રામમાં આગ લાગી છે.

તૃત્સુ સૈનિકો [ લડતા અટકીને ]

આગ – આગ – ઓ બાપ રે ! –

[ સુદાસ, ભોંયપરથી ઉઠી, શરમીન્દો બની નીચું જોઈ, વિશ્વરથ તરફ દ્વેષદૃષ્ટિ નાખતો ચાલી જાય છે. ]

વિશ્વરથ [પ્રચંડ અવાજે]

અતર્દન! ભરતો! થોભો, થોભો. શસ્ત્ર છોડો. તૃત્સુઓ પર અગ્નિદેવ કોપ્યા છે.

[બધા મારામારી કરતા અટકી જાય છે. બે તૃત્સુ સૈનિકો દોડતા દોડતા આવે છે.]

તૃત્સુ સૈનિક

રાજન્! રાજન્! દોડો! દાસોએ તૃત્સુગ્રામ બાળી મુકયું છે. વારે ધાઓ!

દિવોદાસ [ઉંચું જોઈને ખિન્નતાથી]

ઓ દેવ! ઓ દેવ! અમને મારવા જ બેઠા છો? આટલે વર્ષે? [સૈનિકને] જાઓ. હું હમણાં શસ્ત્ર લઈ આવું છું. [વિશ્વરથને] વિશ્વરથ! વિશ્વરથ! તારો ક્રોધ શમાવ. તૃત્સુઓને ક્ષમા કર. દેવો પણ તારી વહારે ચઢયા છે. [આગના ભડકા વધે છે તે જોઈ] હાય! હાય! શું થવા બેઠું છે?

વિશ્વરથ [હેતથી પાસે આવીને]

અતિથિગ્વ! તૃત્સુ પારકા નથી. કુલનાં માણસો પર ક્રોધ હોય? તમે નિશ્ચિંત રહો. હું જાઉં છું. [ભરતોને] ભરતો! ભરતો! ગ્રામમાં ચાલો! [પ્રતર્દનને] પ્રતર્દન ભરતો સજ્જ છે?

સેનાપતિ પ્રતર્દન

હા. કેમ? ગ્રામ છોડી જવું છે?

વિશ્વરથ

પ્રતર્દન! તૃત્સુઓ ઉપર દેવ કોપ્યા છે. હવે આપણું સ્થાન તો

અહીંઆંજ છે. ચાલ ! આપણા માણસો લઈ આવ. આપણે તૃત્સુગ્રામ બચાવીએ. [ દિવોદાસને ] રાજન્ ! તમે શસ્ત્ર સજી આવી પહોંચો. [ પ્રતીપને ] પ્રતીપ ! તું અને ઋક્ષ અહીંઆં રહો. દસ્યુઓને સંભાળી આપણા હર્મ્યમાં રાખી આવો, ને શબોની વ્યવસ્થા કરો. ઋક્ષ ક્યાં ગયો ? [ ચારે તરફ જોઈને ] નથી ? જોજે, મરી તો નથી ગયો. – ને [ જમદગ્નિને ] જમદગ્નિ ! આપણો પવનવેગી અશ્વ લઈ ભરતોના ગ્રામમાં જા. જ્યાંથી બને ત્યાંથી માણસો ને ધાન્ય મોકલી આપ. [ આગ જોઈને ] બાપ રે ! બાપ રે ! શો કોપ થયો છે ? તૃત્સુઓને આખું ગામ નવું કરવું પડશે. જમદગ્નિ ! બધું જ મોકલાવી આપ. ને મહાઅથર્વણને કહાવી દે. ને પ્રતીપ ! જો શામ્બરીનું શબ જડે તો સાચવજે. બીચારી ગરીબ તે ગરીબ જ રહી – જીવતાં ને મરતાં.

[ પ્રતર્દનને લઈ, વિશ્વરથ ગામ તરફ ચાલી જાય છે. પાછળ પ્રતીપ શીવાય બીજા ભરતો જાય છે. તૃત્સુ સૈનિકો અતિથિગ્વની આસપાસ આજ્ઞાની વાટ જોતા ઉભા રહે છે. ]

**દિવોદાસ** [ વિશ્વરથની પાછળ જોઈને ]

આ માણસ નથી, દેવ છે. સુદાસ ! સુદાસ ! ક્યાં ગયો ? [ સૈનિકોને ] સૈનિકો ! શું જુઓ છો ? જાઓ–જાઓ–વિશ્વરથની જોડે ! ને એને મદદ કરો ! હું હમણાં આવું છું.

[ જમણી તરફ જાય છે. સૈનિકો ગામને રસ્તે ડાબી તરફ જાય છે. પ્રતીપ ધીમે ધીમે હર્મ્યમાં જાય છે. આગના ભડકા વધે છે; અને ગામમાંથી લોકોનું બુમરાણ સંભળાય છે. ]

[ પડદો પડે છે ને તરત ઉંચકાય છે. ]

## પ્રવેશ બીજો

[ **સમય** — થોડી ઘડી રહીને. **સ્થલ** — તે જ.

ઘણાંખરાં મુડદાંઓ ખસેડી નાખવામાં આવ્યાં છે. બે ચાર રીતસર ગોઠવીને રાખ્યાં છે. ગામમાં આગ ચાલુ છે. ધુમરાણ સંભળાય છે. મહર્ષિ વસિષ્ઠ મુનિ અગસ્ત્યને ઉતાવળા લઈ ને આવે છે. અગસ્ત્યની મોટી આંખોમાં અત્યારે અત્યંત ખિન્નતા છે. એમનું મુખ ચિન્તા ને ઉજાગરાથી અસ્વસ્થ છે. એ ભારે હૈયે ચાલે છે. એમણે ધોતીયું પહેરી ખભે ઉપરણું નાંખ્યું છે, અને પગે પાવડી પહેરી છે. પાછળ ભરાઈ રહેલો ઋક્ષ બહાર નીકળી છાનોમાનો ચિતાપર પલાંઠી મારી બેસે છે. ]

**વસિષ્ઠ** [ કડવાશથી ]

જુઓ ! જુઓ ! મૈત્રાવરુણ, દેવોનો કોપ. આપનું વર્ષોનું કર્યું ધોવાઈ ગયું. આર્યો અને દસ્યુઓનાં ભેગાં વહેતાં લોહીથી ભગવતી સરસ્વતીનાં નીર અભડાઈ રહ્યાં છે. શમ્બરકન્યાના શબના સ્પર્શથી અગસ્ત્યનું પુણ્યતીર્થ દૂષિત થયું છે. અને પચીશ વર્ષને પ્રયત્ને ઉજ્જવલ એવું તૃત્સુગ્રામ બળીને ભસ્મ થઈ રહ્યું છે. ઋત જેને પ્રિય છે એવા દેવો પાપાચાર ક્યાં સુધી સાંખે ?

[ ઋક્ષ ડોકું ધુણાવે છે ને ગંભીર, અપાર્થીવ સ્વરે મંત્ર બોલતો હોય એમ બોલે છે. ]

**ઋક્ષ**

હે મુનિવર્યો ! ઋષિ લોપામુદ્રા કહે છે તે સત્ય વાત છે. આપણાં અભિમાનમાં ઋત શું છે તે આપણે પારખી શકતા નથી.

[ બંને ઋષિઓ ચમકીને પાછળ જુએ છે. ]

વસિષ્ઠ [ તિરસ્કારથી ]

કોણ દુર્દમનો પુત્ર?

ઋક્ષ

હા–હું દુર્દમનો પુત્ર. હે મુનિવર! તમારા અભિમાનથી પ્રેરાઈ તમારા શિષ્યોએ મારા શિષ્યોનો વિના કારણ વિનાશ કર્યો છે.

અગસ્ત્ય

તારા શિષ્યો! શું બકે છે?

ઋક્ષ [ મહાપુરુષના આડંબરથી ]

હે મિત્રાવરુણના પ્રતાપી પુત્ર! જેને તૃત્સુઓએ સંહાર્યા, જેનાં શબો આ સરસ્વતી લઈ જાય છે એ બધા મારા શિષ્યો હતા.

વસિષ્ઠ

આ દસ્યુઓ તારા શિષ્ય ક્યારથી થયા? છેક ગાંડો થઈ ગયો કે શું?

ઋક્ષ [ નફટાઈથી ]

હે તૃત્સુઓના પુરોહિત! ઋષિઓના આચારથી પતિત થઈ, અસભ્ય ભાષા ન ઉચ્ચારો. હે મુનિવર! આ બધા જન્મે દસ્યુ હતા એ વાત ખરી. પણ મેં વરુણ, ઈંદ્ર, સૂર્ય, અગ્નિ, આદિત્યો સહિત દેવોનું આવાહન કર્યું; અને બધા હાજર થઈ, મારા આ શિષ્યોને વિશુદ્ધ કરી ગયા. અને મેં એમને આર્યો કર્યા.

વસિષ્ઠ [ અધીરાઈથી ]

બહુ સારું.

ઋક્ષ

[ રોફથી ઉભો થઈ, આગળ આવે છે. ]

અને હે ઋષિ વસિષ્ઠ! તમારા દુર્બુદ્ધિ તૃત્સોએ એમને માર્યા–ઘાયલ કર્યા–ડુબાડી દીધા. મારો–અગસ્ત્ય ને લોપામુદ્રાના આ સહીઆરા

શિષ્યનો—ઋષિ ઋક્ષનો તમારા તૃત્સુઓને શાપ છે. [ હાસ્યજનક ગુસ્સામાં આકાશ તરફ જુએ છે. ] ગરીબ, બીચારાં, ગાય જેવાં મારાં સંતાનોનો વિનાશ ! [ મોટે અવાજે ] દેવ ! દેવ ઈંદ્ર ! આવો ! આવો ! ને તમારા વજ્રથી આ અભિમાનીઓને સંહારો.

[ તિરસ્કારથી ભરતોના હર્મ્યમાં ચાલી જાય છે. બંને ઋષિઓ થોડીવાર મુંગે મોંઢે જોયા કરે છે. ]

અગસ્ત્ય

આ અત્યાર સુધી મૂર્ખ હતો. પણ આજે એ બોલે છે તેમાં ઉંડો અર્થ મને સમજાય છે.

વસિષ્ઠ

મૈત્રાવરુણ ! વિશ્વરથ અને આના જેવા, વૃત્રથી એ મહાભયાનક દેવોના દ્વેષ્ટા, લોપામુદ્રા કેટલાક પેદા કરવાની છે ?

અગસ્ત્ય

ઋક્ષે હમણાં એ સાધ્વીનું વચન કહ્યું તે શું ખોટું છે ? આપણા ગર્વમાં આપણે ઋતને પારખી શકતા નથી.

વસિષ્ઠ

મૈત્રાવરુણ ! સત્ય શીવાય હું ઉચ્ચર્યો નથી, ને આજે પણ નહીં ઉચ્ચારું. જેનાં પ્રેણ તમારે હૈયે વસ્યાં છે એણે શું શું કર્યું છે તે તમે પણ જોઈ શકતા નથી. એ આવી ને વિશ્વરથ ગાંડો થયો; તમે તપોભ્રષ્ટ થયા. સપ્તસિન્ધુને એક કરવા તમે વર્ષો સુધી મથ્યા; પણ તે એક થતું હતું તે પલે તેના કકડા કરવાની એણે તમને પ્રેરણા કરી. આજે એણે દાસોને આર્યો બનાવવાનો કીમીયો ભરતોના હાથમાં મુકી આર્યોનો વિશુદ્ધિનું નિકંદન કાઢ્યું છે. એનાં કારસ્તાન જોઈ હજી ધરાયા નથી ?

અગસ્ત્ય [ શાન્તિથી ]

ના. એનાં કારસ્તાન હજી ઘણાં જોવાં છે. અને દેવની આજ્ઞા હશે તો ઘણામાં ભાગીઆ પણ થવું છે.

વસિષ્ઠ

ભાઈ! તો તમારા વસિષ્ઠનો સંકલ્પ સાંભળી લોઃ ભારદ્વાજી લોપામુદ્રાએ પ્રસારેલું વિષ મારી તપશ્ચર્યાથી નહીં ઉતરે તો હું જીવ આપીશ. અને હવેથી જ્યાં એ ત્યાં હું નહીં; જ્યાં હું ત્યાં એ નહીં.

અગસ્ત્ય [ ખેદથી ]

વસિષ્ઠ ! તું પણ વિવેક ખોઈ બેઠો છે ? એ અહીંઆં રહેવાની નથી, એટલે તારી આડે નહીં આવે. પણ જ્યાં એ ત્યાં હું–એ તો ચોક્કસ.

વસિષ્ઠ

શા માટે ? હું જ જાઉં છું. મને આ બધું હવે નહીં જોઈએ. [ આગ વધે છે ] દેવ ! દેવ ! હવે તો તૃત્સુઓ પર દયા કરો !

અગસ્ત્ય [ શબો બતાવીને ]

હું જાણતો હતો કે આ અત્યાચાર દેવો નહીં સાંખે.

વસિષ્ઠ [ સ્થિરતાથી જોઈને ]

મને પણ ખાત્રી હતી. આ અત્યાચાર દેવો સાંખે જ નહીં.

[ ચાલી જાય છે ]

[ અગસ્ત્ય એક પથ્થર પર બેસે છે અને ધીમે ધીમે, વિચારમાં, બોલે છે. ]

અગસ્ત્ય

શું વસિષ્ઠ ખરું કહે છે ?...શું મારું કર્યુંકારવ્યું ધોવાઈ ગયું ? સપ્તસિન્ધુની એકતા સાધવા જીવન સમર્પ્યું, પણ આજે તો ઘેર ઘેર વેર વસ્યાં છે. તૃત્સુ, ભરત, સૃંજય અને પુરુપો–બધા જનો હતા તેવા જ રહ્યા છે : અભિમાની, લોભ ને દ્વેષમાં મસ્ત...,

શમ્બર જેવા મહાભયના વિનાશથી એ ઐક્ય સાંપડશે એ તો ભ્રમણા નીકળી. [ નીચું જોઈ રહે છે. ] વેરીનો વિનાશ સાધ્યો પણ હૈયામાં અમિઝરણાં ન ફુટયાં. ઉલટી વિજયની સુરાએ દંભ ને દ્વેષ સહસ્રધા વધારી મુકયા. લોપામુદ્રા ! તારા શબ્દેશબ્દમાં સત્યનું સત્વ છે. મારા જેવા અભિમાની પુરોહિતને એ સત્ય કયાંથી સમજાય ? ......

દિવોદાસને વિજયનો લોભ; સુદાસને રાજ્યનો મદ; પ્રતર્દનને ભરતોનાં શૌર્યનો ગર્વ; વસિષ્ઠને એની વિશુદ્ધિનો અહંકાર; મને એ બધાનું અભિમાન, એ બધાને ભેગા રાખવાનો લોભ, દસ્યુઓનો સંહાર કરવાનો મોહ. પછી મને સત્ય કયાંથી સમજાય ને ઋત કયાંથી દેખાય ?......

લોપામુદ્રાની વાત ખરી છે. અભિમાનમાં, આપણે ઋત પારખી શકતાં નથી. આર્યોનું તપોબલ એટલું ઓછું. [ વિચારમાં બેસે છે ] મારું તપ ક્યારે પરિપૂર્ણ થશે ? એકાંતમાં, ગિરિશૃંગે, દેવને પ્રિય આ તાપસીની સોડમાં ? [ ઉંચું જોઈ ] દેવ ! દેવ ! આ કલહ, આ ગર્વ, આ દુષ્ટતા શમાવવાનો કૈં તો રસ્તો બતાવ. ના, પણ મને કેમ જડે ? ત્યાગ વિના એ તપોબલ કયાંથી આવે ? વિદ્યા ને કીર્તિ, વિજય ને સિદ્ધિ, પગ દીધો ત્યાં, સામું આવ્યાં; મેં તેમને સત્કાર્યાં—મારાં કર્યાં; કશાનો મેં ત્યાગ નથી કર્યો. મને સત્ય કયાંથી સમજાય ? આજે મારું ધાર્યું ન થયું — અભિમાન દબાઈ ગયું — કર્યુંકરાવ્યું ધુળમાં મળ્યું— ત્યારે દીનતા આવી છે. અભિમાની પુરોહિતરાજ હું હતો ત્યાં સુધી દીનતા કયાંથી આવે ?......

દીનતા મને દિવ્ય ચક્ષુઓ દઈ રહી છે. હું કાલે વિશ્વરથને નહીં સમજી શકયો, આજે એને સમજું છું. શામ્બરીએ એને સ્નેહ દીધો; દસ્યુઓમાં એને આર્યત્વ દેખાયું; અને તેની ખાતર એણે ભરતકુલ ને રાજ્યપદ, ગુરુ ને જીવનનો મોહ બધાં છોડયાં ... લોપામુદ્રા ! તારા શબ્દો શીવાય મને બીજું સંભળાતું નથી ... એ છે વીરોમાં વીર —

મારી લોપામુદ્રા ! આ દિવ્ય દૃષ્ટિ તને ક્યાંથી સાંપડી ?... અને તું મને ક્યાંથી મળી ?

[ ગયનો આઠ વર્ષનો રૂપાળો પુત્ર, શક્તિ, અને તેજ ઉમરની દસ્યુ-કન્યા, કાલી, દોડતાં દોડતાં ભયવ્યાકુલ આવે છે. શક્તિ આક્રંદ કરીને રડે છે. કાલી તેને ભાવથી હાથે પકડીને ખેંચે છે. ]

કાલી [ ધ્રુસ્કાં ખાતાં ]

ઓ મારી માતા–માતા– [ રડે છે ] ઓ–અગ્નિ આવ્યા...

[ ચારે તરફ જોઈ કાંપે છે. કાલી આર્ય ભાષા બોલવાને અશક્ત હોવાથી ઘણે ભાગે હાથના ચાળા અને હાવભાવથી કહેવાનું હોય તે દર્શાવે છે. તે શક્તિને ખભે હાથ વીંટાળીને બોલે છે. ]

કાલી [ ભેટીને ]

છાનો રહે... [ હાથવતી શક્તિની આંખો લુછે છે ] શી–શી–શી ...નથી–નથી. ક્યાં છે ? અગ્નિ...બા–બા–બા– [ હોઠવતી બુચકારી બોલાવે છે ને શક્તિનું માથું પંપાળે છે. ]

અગસ્ત્ય [ સ્વગત ]

આર્યબટુ ને દસ્યુકન્યા. અગ્નિદેવે બેને એક કર્યાં છે.

શક્તિ [ રડે છે ]

ઓ માતા–મા–ઓ–બાપા—

[ બેસી જવા જાય છે ત્યાં પડેલા ગયનાયકના શબ પર એની નજર પડે છે. તે દોડતો જઈ તેને વળગી પડે છે. ને નીચું માથું ઘાલી રડે છે. ] પિતા – પિતા – ગયનાયક ... ઓ–ઓ –પિતા ... ઉઠો ... આપણી મા તો બળી ગઈ...

કાલી

[ પાછળ આવી શબને જુએ છે ને હાથ પકડી શક્તિને ઉઠાડી દૂર લઈ જાય છે. ]

ના – ના – ના ઉગ્રકાલને ચરણે ... [ હાથવતી ગય મરી ગયે આકાશમાં ગયો છે એવા ચાળા કરે છે.

શક્તિ [ હાથ છોડવવા મથે છે ]

ના – મારા પિતાજી. મને છોડ – પિતા – પિતા —

કાલી

[ શક્તિને ભેટી પડી જવા નથી દેતી ]

હું જાણું છું. ઓળખું છું ... મારી બાને એણે જ [ મારી નાંખવાનાં ચાળા કરે છે ] ને મને પણ – પકડી – [ હાથ પકડી, એંચી આણી ને ચોંટીયા દીધા ને થાપડ મારી તેની એ વાત હાથના ચાળાથી કરે છે. ] પણ – ગયા – ઉડી ગયા – ઉગ્રકાલ ... ગયા. [ એ હાથ વતી ઉડી ગયો એવી નીશાની કરે છે. ]

શક્તિ [ આક્રંદ કરતાં ]

મા ગઈ – પિતા પણ ગયા ... ઓ બાપ રે ! ઓ મારા પિતાજી રે !

[ આક્રંદ કરી કરીને રડે છે. કાલી તેને પંપાળીને પોતાના ખોળામાં સુવાડે છે. પાછળ અગસ્ત્ય ઉભા ઉભા આંસુ લુછે છે. ]

અગસ્ત્ય [ સ્વગત ]

અગસ્ત્ય ! મૂર્ખ ! [ કડવાશથી ] તું માનતો હતો કે દસ્યુઓના વિનાશમાં આર્યોનો ઉદ્ધાર છે.

[ શક્તિ રડતો રડતો સુઈ જાય છે. કાલી તેને પંપાળતાં, પંપાળતાં ઝોકાં ખાય છે. ]

અગસ્ત્ય

લોપામુદ્રા અત્યારે હોત તો કેવું સારું ?

[ વિચારમાં ને વિચારમાં એ બે બાલકોને જોઈ રહે છે. અગસ્ત્યની કન્યા રોહિણી ભાવથી આવે છે. ]

રોહિણી

પિતાજી ! પિતાજી !

અગસ્ત્ય

કેમ બહેન !

રોહિણી

ક્યારના ક્યાં હતા? ભગવતી બોલાવે છે. મારા મનમાં કે ગ્રામમાં ગયા હશો. આ તો ઋક્ષે કહ્યું કે તમે અહીંઆં છો.

અગસ્ત્ય

વત્સે! અહીંઆંથી મને ખસવું જ ગમતું નથી. અહીંઆં વિનાશેલી દસ્યુપ્રજાનાં શબો પડયાં છે. દ્વેશ ને અભિમાનમાં ભ્રાતૃ-હત્યા કરનાર આર્યો પણ અહીંઆં પડ્યા છે. અને જો! જો! [છોકરાઓ બતાવે છે] માણસ ને દેવના કોપે આ બે આર્ય થઈ ગયાં છે. તે પણ હું અહીંઆં જ જોઈ રહ્યો છું.

રોહિણી

પણ પિતાજી! આશ્રમમાં તો ચાલો. વિશ્વરથે તો મને ગાંડી બનાવી દીધી છે.

અગસ્ત્ય

કેમ?

રોહિણી

દાઝેલાં ને છુંદેલાંઓને આપણા આશ્રમમાં, મારા પર જ મોકલ્યા કરે છે.

અગસ્ત્ય [ખુશ થઈને]

રોહિણી! હરખા – હરખા! આજે એ તૃત્સુઓનો પિતા થવા ગયો છે; અને તને એમની માતા બનાવી રહ્યો છે.

[હસીને રોહિણીને ગાલે ચોંટી દે છે. રોહિણી શરમાઈ નીચું જુએ છે.]

જે થાય તે સારાને — અરે! આ શું? રોહિણી

[ એકદમ ગાંડી થએલી ધેનુઓનું ટોળું દોડતું આવે છે, અને આમ તેમ રસ્તો શોધી આશ્રમને રસ્તે ચઢી જાય છે. અગસ્ત્ય વચ્ચે આવે છે, અને શક્તિ અને કાલીને ઉપાડી લે છે, અને તે રોહિણી સાથે હર્મ્યની પગથી પર ચઢી જાય છે. ]

શક્તિ અને કાલી

ઓ — ઓ — [ બીકના માર્યા રડે છે ]

અગસ્ત્ય

ગભરાઓ નહીં.

[ કાલી રોહિણીને આપી દે છે. એટલામાં એક આર્ય દોડતો આવે છે અને ફસડાઈ પડે છે. પાછળ એક દસ્યુ દોડતો આવે છે અને પહેલા આર્યને ઘા પર ઘા કરે છે. ]

દસ્યુ

લે ! ઉગ્રકાલ પ્રસન્ન ! લે !

અગસ્ત્ય [ નીચે ઉતરવા માંડીને ]

અરે દુષ્ટ ! —

[ ચાર તૃત્સુઓ ને પાંચ છ દસ્યુઓ એક બીજાને મારતા, ઘાંટા કાઢતા, બાથમબાથી કરતા આવે છે. એક આર્ય દસ્યુને ભોંય પર નાંખી દે છે, અને તેની ગળચી દાબે છે. ]

જુદા જુદા અવાજો

ચાંડાલ . . . પાપી . . . કાળીયા . . . લેતો જા – ઈ–ઈ–ઈ–ઉ-ઉ -હરામખોર ગૌરાંગ . . . લે . . . સંભાર તારા ઈ– ઉ ને . . માર

[ મારામારી ચાલે છે ]

અગસ્ત્ય [ શક્તિ રોહિણીને સોંપીને

શું કરો છો પાપીઓ !

[ નીચે ઉતરવા વળે છે. વિશ્વરથ અને છ ભરતો ધસી આવે છે દરેકના હાથમાં કૈં ને કૈં શસ્ત્ર છે.

વિશ્વરથ [ મોટે અવાજે ]

ઉભા રહો છો કે નહીં ? [ મારામારીમાં કોઈ એનું સાંભળતું નથી ] ભરતો ! પકડો ! મારો ! બાંધો આ દુષ્ટોને. [ ભરતો એકદમ તૃત્સુઓ અને દસ્યુઓ ઉપર ધસે છે; શસ્ત્રો ઉગામી તેમને ભોંય પર નાખી, તેમની છાતી પર શસ્ત્ર અટકાડી દે છે. અને મારામારી કરનારાઓ પર ભરતો દોરડાનાં નાગલાં નાંખી તેમને પકડી લે છે. અગસ્ત્ય ગુસ્સામાં દોડતા આવે છે ને વિશ્વરથને બોચીમાંથી પકડે છે. ]

અગસ્ત્ય [ ગુસ્સામાં ]

તું પણ ગાંડો થયો છે ? [ વિશ્વરથ અગસ્ત્યના પંજામાંથી છુટી જાય છે ને ખડખડ હસે છે. ]

વિશ્વરથ [ વિજય દર્શાવતે સ્વરે ]

ગુરુવર્ય ! બધા જ ગાંડા છે તો એક વધારે હોય તો શું ? [ તૃત્સુઓ અને દસ્યુઓને પકડી ઉભા રહેલા ભરતોને ] ભરતો ! દસ્યુઓને આપણે હર્મ્યે લઈ જઈ, વૃકને સોંપો. તૃત્સુઓને રાજા દિવોદાસને સોંપી આવો. એમની પાસે આવા ઘણા ગાંડા ભેગા થયા હશે.

ભરતો

જેવી આજ્ઞા. [ તૃત્સુઓ અને દસ્યુઓને લઈ જાય છે ]

અગસ્ત્ય

[ હેતથી અને પ્રશંસાથી જોઈ રહીને ]

વત્સ ! સમજ્યો—હવે સમજ્યો. [ વિશ્વરથને ખભે હાથ મુકે છે. રોહિણી છોકરાંઓને લઈ નીચે ઉતરે છે. ]

વિશ્વરથ [ શરમાઈ હસે છે ]

ગમે તેવો પણ તમારો શિષ્ય ખરોને ? નહીં, રોહિણી ? ગુરુદેવ, કર્યો ક્રોધ વીસરી જશોને ?

અગસ્ત્ય

[ વિશ્વરથનું માથું સુંઘતાં ]

પુત્રક ! વિજય કર. [ આંસુ લુછે છે ]

( પડદો પડે છે. )

# અંક ત્રીજો

[ સ્થલ—તેજ. સમય – બે મહિના પછીનો. રાતની મધરાત થવા આવી છે. વિશ્વરથના હર્મ્યમાં આનંદ ઉત્સવ થતો સંભળાય છે. તેમાં મશાલોના દીવા પણ બળતા દેખાય છે. વિશ્વરથ ને રોહિણીનાં લગ્ન થઇ રહ્યાં છે. કોઈકવાર મંત્રોચ્ચાર, તો કોઈવાર હસવાનો અવાજ હર્મ્યમાંથી આવે છે. મૃદંગનો અવાજ પણ આવે છે.

ગામમાંથી બે આર્યો ને પાંચ આર્યાઓ, સારાં વસ્ત્રાભૂષણ પહેરી, હસતાં, કલ્લોલતાં આવે છે. આગળ એક મશાલચી ચાલે છે. એ બધાં હર્મ્યમાં ઉતાવળે પગે ચાલી જાય છે.

ઋક્ષ આવે છે. તે નીશામાં છે. ચારે તરફ જોતો, પોતાના વિચારમાં મસ્ત તે દસ્યુઓની રીતે થોડો નાચ કરે છે. ]

ઋક્ષ

ઈ–ઈ–ઉ–ઉ. ...

[ વૃક સામેથી આવે છે ને અચકાઈ ઉભો રહે છે. ]

વૃક

ઋક્ષ ! ઋક્ષ ! શું કરો છો ? આ શુભ પ્રસંગે વિઘ્ન ઉભું કરવું છે ?

ઋક્ષ

વિઘ્ન ! વિઘ્ન ! વિઘ્નોના હણનારા અમે કેવા બેઠા છીએ ? અમારા શિષ્યો આજે પણ મોજ ન કરે—વિશ્વરથ જેવાં પરણતો હોય ત્યારે પણ ? કૈં વાત ?

વૃક

શી વાત માંડી છે ?

ઋક્ષ

મારા શિષ્યો એમની રીતે મોજ કરે એવી આજ્ઞા લેવા જાઉં છું.

વૃક

પણ રાજા દિવોદાસ ગુસ્સે થશે તો ?

ઋક્ષ

જા–જા. વિશ્વરથ હા કહે તો એની શી મગદુર છે ? દિવોદાસ ! ઉંહ ! ઉંહ ! ઉંહ !

વૃક

ને ભગવાન્ વસિષ્ઠ—

ઋક્ષ

અરે એને તો અમે ગણીએ જ ક્યાં છીએ ? [ વિચાર કરી ] વારુ ! એને પુછીએ તો બસ. જરા મજાહ આવશે.

[ ત્રણ સ્ત્રીઓ રંગબેરંગી વસ્ત્રો પહેરી તાળીઓ લેતી આવે છે. આગળ એક મશાલચી ચાલે છે. સ્ત્રીઓ ઋક્ષને નશામાં જોઈ મોં મચકોડી હર્મ્ય તરફ ચાલી જાય છે. ] કેમ અલીઓ. ! જરા સામે પણ નથી જોતી ?

[ બધીઓ ખડખડ હસી ઉપર દોડી જાય છે. વૃક પણ જાય છે. ગૌતમ અને બીજા બે તૃત્સુ મઘવનો આવે છે. તેમની સાથે પણ મશાલચી છે. તે દૂરથી ઋક્ષને નમસ્કાર કરે છે. ]

ગૌતમ મઘવન્

કેમ છો ? ખુશી તો ખરા ?

ઋક્ષ

અમે આનંદમાં છીએ. અમારું તપ વધ્યે જ જાય છે.

બીજો તૃત્સુ મઘવન્

એ તો આપને જોતાં જ સ્પષ્ટ દેખાય છે. પણ આ શું ? અમે સાંભળ્યું કે કાશિક કાલે ને કાલે તૃત્સુગ્રામથી વદાય થાય છે. ખરી વાત ?

ઋક્ષ

પુછો તમારા દિવોદાસને, અને તેનાથી પણ હોંશીઆર તેના દીકરા સુદાસને. હમણાં સાંજે જ કૈં વાતો કરી આવ્યા. વિશ્વરથ ને અમને બધાને કાલે સવારે ને સવારે ધકકેલી દેવા છે. [ તિરસ્કારથી ] ધિક્ છે ! [ રોફથી ] તમને અગ્નિથી ને દસ્યુઓથી બચાવ્યા, ઘર બંધાવી આપ્યાં, ને ગરજ પતી કે—ચાલો, બહાર જાઓ...ધિક ! ધિક ! તમને ! નગુરાઓ !

ત્રીજો તૃત્સુ મઘવન્ [ બીજા તૃત્સુને ]

સાંભળ્યું કે ? આપણા કૌશિક તો એમને ગ્રામ જાય છે.

બીજો તૃત્સુ મઘવન્ [ ઉગ્રતાથી ]

એમ કહોને કે કૌશિકને આપણા રાજા ગ્રામ બહાર કરે છે.

ત્રી જો તૃત્સુ મઘવન્

એ વાત ખરી ! મેં પણ સાંભળ્યું ખરું. કહે છે કે યુવરાજ—

બીજો તૃત્સુ મઘવન્

હા—હા, ચોક્કસ વાત. કહે કે તમે પૈસા ખર્ચ્યા ને ધેનુઓ આપી. અમારા દાસો તમે લીધા. તેની બાકી કાઢો. ખુટે તે લો ને જાઓ.

ત્રીજો તૃત્સુ મઘવન્

ત્ચ ! ત્ચ ! ત્ચ ! આવે મંગલ પ્રસંગે પણ એની જીભ સકણી નહીં રહી.

ગૌતમ મઘવન્

નાનો હતો ત્યારથી એને વિશ્વરથપર ઝહેર છે. એને ફુઆવી દેનાર પણ એજ ને.

[ સ્ત્રી પુરુષોનું ટોળું આનંદ કરતું આવે છે. બધાં એક બીજાને નમસ્કાર કરે છે. નવાં આવનારાંઓ હર્મ્યમાં જાય છે. સાથે લથડતો ઋક્ષ પણ થોડે સુધી જાય છે ને એક છોકરીને અડપલું કરે છે. તે એને ધક્કો મારે છે. ]

ત્રીજો તૃત્સુ મઘવન્

અરે જવા દે! કોઈ સાંભળશે.

બીજો તૃત્સુ મઘવન્

સાંભળશે તો શું થયું ? કૌશિક વિના આજે તૃત્સુઓ ઘર બહાર ને ધેનુઓ વિનાના થઈ જાત! કેટલા તૃત્સુઓ એણે બળતા ઉગાર્યા. કેટલાનાં ઘર બંધાવી આપ્યાં. કેટલાનાં બળેલાં ધાન્ય ભરી આપ્યાં. એ ન હોત તો! ને લગ્ન પ્રસંગે બીચારાનો અને બધાંનો જીવ ખાટો કરી નાંખ્યો. હત્ત!

ત્રીજો તૃત્સુ મઘવન્

એનું નામ સેકીને વાવે તે!

ગૌતમ મઘવન્

ને આપણે તૃત્સુઓ પણ ભરત છીએ ને? એણે આપણને કદી જુદા ગણ્યા છે? નહીં તો એ ભરતોનો રાજા આપણે ત્યાં આવીને રહે શા માટે?

બીજો તૃત્સુ મઘવન્ ગૌતમને ]

તમારા જેવા મઘવન્ કૈં બોલતા નથી, પછી શું થાય? તૃત્સુઓમાંથી કૃતજ્ઞતા ચાલી ગઈ છે. વિશ્વરથને જવા તો દો, પછી જો જો–તમારું શું તેજ રહે છે તે.

ત્રીજો તૃત્સુ મઘવન્

ભાઈ દિવોદાસ રાજા છે–જે કરે તે ખરું.

બીજો તૃત્સુ મઘવન્

રાજા છે એટલે ગમે તેમ કરે? વાહ!

ત્રીજો તૃત્સુ મઘવન્

જરા સમાલીને ધીમે બોલ. કોઈ સાંભળશે.

બીજો તૃત્સુ મઘવન્

મને કોઈના બાપની પરવા નથી. બહુ થશે તો હું ભરતગ્રામ જઈને રહીશ—

ગૌતમ મઘવન્

—શું કરીએ ? મઘવન્ પડ્યા–આપણા લોકોને છોડી કે જવાય છે ?

ત્રીજો તૃત્સુ મઘવન્

જુઓ, જુઓ, ભગવાન્ મૈત્રાવરુણ આવે.

બીજો તૃત્સુ મઘવન્ [પહેલાને]

મઘવન્ ! હીંમત હોય તો કહો ભગવાનને. નહીં તો હું કહું ? પછી કહેશો કે સમાલીને બોલતો નથી.

[ અગસ્ત્ય પોતાના હર્મ્ય તરફથી આવે છે. આગળ એક શિષ્ય મશાલ ધરી ચાલે છે. ]

તૃત્સુ મઘવનો

ભગવાનને અમારા પ્રણામ !

ગૌતમ મઘવન્

ગુરુદેવ ! પધારો !

અગસ્ત્ય

વત્સો ! શત શરદ જીવજો. કેમ છો મઘવનો ? મજાહમાં ? કેમ [પહેલા તૃત્સુને] તમારા દાહિત્રની તબીઅત કેમ છે ?

ગૌતમ મઘવન્

અરે એ તો વાઘ જેવો છે–આપની કૃપાથી કૌશિકનો પાટવી-કુંવર થઈ બેઠો છે.

અગસ્ત્ય

ભાગ્યવાન ને ? માબાપ મરી ગયાં, પણ આવાં માબાપના હાથમાં સોંપી ગયાં. ચાલો આવો છો ને ?

ગૌતમ મઘવન્ [ ખુશ થઈ ]

એના બાપ કરતાં કૌશિક શક્તિને વધારે કૂટવે છે.

બીજો મઘવન્ [ પહેલા તૃત્સુને ]

કહો છો કે હું કહું ?

ગૌતમ મઘવન્

ચાલો. પણ ભગવાન્! આજે, આવે મંગલ પ્રસંગે આ શી વિપત્તિ ?

અગસ્ત્ય

વિપત્તિ ! શી ?

ગૌતમ મઘવન્

ગુરુવર્ય ! આપણા કૌશિક ગ્રામ છોડી જાય એથી શી મોટી વિપત્તિ !

અગસ્ત્ય [ અચંબ થઈને ]

વિશ્વરથ ! ક્યાં જાય છે ?

ગૌતમ મઘવન્

આપને જ ખબર નથી ? કાલે સવારે વિશ્વરથ ભરતો સહિત ભરતગ્રામ જવા પ્રસ્થાન કરવાના છે.

અગસ્ત્ય

કોણે કહ્યું ?

ગૌતમ મઘવન્

આખું ગામ કહે છે. કોઈએ કૌશિકને મોઢે સાંભળ્યું, કોઈએ યુવરાજ સુદાસને મોઢે સાંભળ્યું. [ અગસ્ત્ય હોઠ પીસી, ભ્રૂભંગ કરી ઉભા રહે છે. ત્રણે તૃત્સુઓ જોયા કરે છે. ]

અગસ્ત્ય

ક્યારે નક્કી થયું ?

ગૌતમ મઘવન્

મને શું ખબર ?

બીજો તૃત્સુ મઘવન્

અરે ભગવાનને સાચું જ કહી દોને મારા ભાઈ! [ અગસ્ત્યને ] ભગવાન્ ! અમે પાકે પાયે સાંભળ્યું છે કે થોડી ઘડી પહેલાં જ રાજા દિવોદાસે કૌશિકને બોલાવ્યા ને કહ્યું કે તમે તૃત્સુઓ માટે ઘર બંધાવ્યાં, ધેનુઓ ને ધાન્ય આપ્યાં તેનું મૂલ્ય લઈ લો—

અગસ્ત્ય [ ચમકીને ]

શું ?

ગૌતમ મઘવન્

હા, ભગવાન્—ને અમારા દાસો લઈ ગયા તેનું મૂલ્ય આપો. ને લગ્ન થાય એટલે જાઓ.

અગસ્ત્ય [ ક્રોધ રોકી ]

અંહ ! પછી ?

ગૌતમ મઘવન્

પછી શું ? એટલે વિશ્વરથે હમણાં જ નિશ્ચય કર્યો કે કાલે સૂર્યોદયે ચાલી જવું.

અગસ્ત્ય

આ તમારી લગ્ન ઉજવવાની રીત !

બીજો તૃત્સુ મઘવન્

અમારી રીત !, ભગવાન્ ? અમારા કરતાં તો કૂતરા સારા. જેનું ખાય તેને કરડે તો નહીં.

ગૌતમ મઘવન્

અમારું તો લોહી ઉકળે છે.

અગસ્ત્ય

વિશ્વરથે હીસાબ કર્યો ?

બીજો તૃત્સુ મઘવન્

હીસાબ ? એ તો દેવ છે. કહ્યું કે તમારી મેળે કરી લો ને વધે તે તૃત્સુઓમાં વહેંચી આપો. મેં દુષ્ટ પણિનો ધંધો માંડ્યો નથી. હીસાબ કરી વ્યાજ ગણવું એ આર્યનું કામ નથી.– [ બોલતાં બોલતાં અકળાવાથી અટકે છે ]

ગૌતમ મઘવન્ [ બીજા તૃત્સુ મઘવનને ]

અરે ! કેટલો અકળાય છે ?

બીજો તૃત્સુ મઘવન્

ભગવાન્ ! આપ જ કહો. અકળાઈએ નહીં તો શું કરીએ ? અમારી મા-બ્હેનો તો અત્યારથી આંસુ સારી રહી છે. કૌશિકનો લગ્નપ્રસંગ ન હોત તો અમે યુવરાજને હર્મ્યે જઈ તોફાન કરી આવત. [ શંખ ફુંકાય છે. ]

ત્રીજો તૃત્સુ મઘવન્

રાજા દિવોદાસ અને યુવરાજ આવતા લાગે છે.

અગસ્ત્ય

તમે જાઓ, લગ્ન મ્હાલો. બધું ઠીક થશે.

[ ત્રણે તૃત્સુઓ જાય છે. રાજા દિવોદાસ, યુવરાજ સુદાસ અને મુનિ વસિષ્ઠ આશ્રમ તરફથી આવે છે. વસિષ્ઠ અત્યંત ગંભીર છે, ને મૌન ધારી ઉભા રહે છે. દિવોદાસ માંદા લાગે છે. લાકડીનો ટેકો લઈ ચાલે છે ને બોલતાં હાંફી જાય છે. ]

વસિષ્ઠ, દિવોદાસ, સુદાસ

ભગવાન્ ! અમારા નમસ્કાર !

અગસ્ત્ય [ હાથ લંબાવીને ]

શત શરદ જીવજો ! રાજન્ ! [ સખ્તાઈથી ] હું આ શું સાંભળી રહ્યો છું ?

દિવોદાસ [ ક્ષોભથી ]

શું ? શું ?

અગસ્ત્ય [ સુદાસ તરફ જોઈ ]

વિશ્વરથને તમે તૃત્સુગ્રામમાંથી કાઢી મુકયો.

દિવોદાસ

ના–ના—[ અટકે છે]

અગસ્ત્ય

એ કાલે જાય છે, જાણો છો ?

દિવોદાસ [ ગુંચવાઈ ]

હા, પુછો સુદાસને.

અગસ્ત્ય

સુદાસ તો બાલક છે. એને શું પુછું ? અતિથિગ્વ મેં ને વિશ્વરથે જે કૈં કર્યુંકારવ્યું તેનો આ બદલો ?

સુદાસ્ [વચ્ચે બોલી]

ગુરુવર્ય !

અગસ્ત્ય

પણ કૃતજ્ઞતાએ નથી? યુવરાજ! તું તો જન્મનો અદેખો છે. વિશ્વરથે નવું ગ્રામ વસાવ્યું, નિર્ધન તૃત્સુઓને ધનવાન કર્યા, માંદાં રઝળેલાંને જીવિતદાન દીધું, બળી ગએલા કોઠારમાં ધનધાન્ય ભરી આપ્યું. શું જોઈએ ? શું જોઈએ છે તને ?

સુદાસ્ [અકળાઈ]

શું જોઈએ છે ? પુછોને એને—શું વધારે જોઈએ છે? એને લીધે ભગવાન્ વસિષ્ઠે પુરોહિતપદ લગભગ છોડી દીધું છે. આપ ને ભગવતી તો એનાં બાપ ને મા. તૃત્સુઓ પણ એની પાછળ ગાંડા જ. અમારા યોદ્ધાઓ પ્રતર્દન પાસે શસ્ત્ર શીખવા લાગ્યા. હવે અમને બંનેને ગ્રામ બહાર કાઢી મુકવાનું રહ્યું છે.

દિવોદાસ [નિરાધારીથી]

મૈત્રાવરુણ ! હું તો હમણાં નિર્બલ થઈ રહ્યો છું. અને સુદાસ્ આ જીદ લઈ બેઠો છે.

અગસ્ત્ય [હોઠ પીસી, ગુસ્સામાં]

એમ ? ભરત–તૃત્સુઓને એક કરવા તારા પિતાએ અને મેં અવતાર ખોયો. અને જ્યારે એ એક થયા ત્યારે તું એમના વિભાગ કરવા તત્પર થયો છે, નહીં ?

દિવોદાસ

હું શું કરું ? હું તો વૃદ્ધ થયો–કાલે ઉઠીને યમલોક જાઉં. પછી તો જે છે તે સુદાસને જ સંભાળવાનું રહ્યું ને.

અગસ્ત્ય

સંભાળનાર તો વજ્રનો વાપરનારો છે. [સુદાસને] હું તૃત્સુગ્રામ છોડી જવાનો છું એમ ધારી આ યુક્તિ કરી? શાબાશ, સુદાસ! આ તો મંગલ ઘડી છે એટલે કંઈ નથી બોલતો. પણ [ડરાવીને] જે ભરત-તૃત્સુઓનાં વેર વધારશે તેને મારી જોડે કામ પાડવું છે હોં!
[ બધા સાથે હર્મ્યમાં જવા ફરે છે. ઋક્ષ સામે આવી અગસ્ત્યને પ્રણિપાત કરે છે. ]

ઋક્ષ

ગુરુદેવ! હે ઋષિ મૈત્રાવરુણ!

અગસ્ત્ય

કેમ? શું છે?

ઋક્ષ

આજે મારા શિષ્યો, અર્થાત્ દસ્યુઓ નૃત્ય કરી સમારંભને ઉજ્જવલ કરવા માગે છે. [ હસીને ] બોલો, ભગવાન્, આપની શી આજ્ઞા છે?

અગસ્ત્ય

વિશ્વરથ શું કહે છે?

ઋક્ષ

આપની રજા હોય તો એની હા છે.

અગસ્ત્ય

તો મારીએ રજા છે.

ઋક્ષ [ વસિષ્ઠને, આડંબરી નમ્રતાથી ]

હે મુનિવર્ય! દાસો અત્યારે નૃત્ય કરે તેમાં તમને વાંધો ખરો?

વસિષ્ઠ [ તિરસ્કારથી ]

ભગવાન્ મૈત્રાવરુણની આજ્ઞાએ આજ્ઞા.

ઋક્ષ [ ફરીને ]

ચાલો ! બંને મહર્ષિઓની આજ્ઞા થઈ ગઈ. ઈ – ઈ – ઉ – ઉ.

અગસ્ત્ય

ચાલો. [ ઋક્ષ શીવાયના બધા હર્મ્યમાં ચાલી જાય છે. ઋક્ષ રસ્તામાં ઉભો ઉભો હસે છે. વૃક હર્મ્યમાંથી નીકળીને આશ્રમ તરફ જવા વળે છે. ]

ઋક્ષ

જો વૃક ! બધાને લઈ આવ. મારી સુરાને કહે જલદી આવે. ભગવાન્ મૈત્રાવરુણ, ભગવતી લોપામુદ્રા, મુનિ વસિષ્ઠ અને વિશ્વામિત્ર કૌશિક ચારેએ આજ્ઞા આપી છે. શમ્બરના ગઢમાં ઉત્સવ ઉજવતા તેમ દસ્યુઓ આજે ઉજવે. આજે એ આર્યો થઈ ગયા છે. જા, મારું, ઋષિઋક્ષનું વચન છે.

વૃક

એમાંથી કંઈ અવળું નહીં થાય તો સારું.

ઋક્ષ

અરે થાય શું ? વૃક ! તને અમારા પર શ્રદ્ધા જ નથી.

વૃક

ભાઈ ! દહાડે દહાડે વધતી જાય છે.

ઋક્ષ [ રોફથી ]

તું મને ભાઈ નહીં કહે. વૃક ! ભગવાન્ નહીં કહે તો ચાલે, પણ તું મને ઋષિ કે મહર્ષિ નહીં કહે તે સારું નહીં. પછી બધા તારા લોકો—

વૃક [ હસીને ]

સમજ્યો ! સમજ્યો ! હે ઋષિ-

ઋક્ષ

ઋષિવર્ય —

વૃક

હે ઋષિવર્ય ! હું આપના શિષ્યોને બોલાવું છું.

ઋક્ષ

તૈયાર થઈ ને આ ઝાડ પછાડી બધા તૈયાર રહે. જેવી સપ્તપદી થાય કે નાચીશું. સુરાને ભુલતો નહીં.

વૃક ( [illegible] )

તમે પણ—-

ઋક્ષ

અમે અમારા શિષ્યોને છોડીએ એમ નથી. [ ત્રણ આર્યસ્ત્રીઓ ઉપાટાબંધ હર્મ્ય તરફ જાય છે. ઋક્ષ એ ત્રણે તરફ હસતો હસતો જોયા કરે છે. ]

પહેલી સ્ત્રી

હાય મા ! કાલે ને કાલે—

બીજી સ્ત્રી

પેલા સુદાસનું કારસ્તાન—-

ત્રીજી સ્ત્રી

કેમ નહીં હોય ? સુવર્ણ જેવી રોહિણી હાથમાંથી ગઈ, પછી ?

બીજી સ્ત્રી

બળ્યું એનું મોં. એ કાગડાને દહીંથરું કોણ લેવા દે ?

[ તે ચાલી જાય છે. થોડીવારે લગ્ન થયાં હોય એવો અવાજ, મંત્રોચ્ચાર, શંખનાદ, ઘંટાનાદ, લોકોની હસાહસ હર્મ્યમાંથી સંભળાય છે.

ઋક્ષ બાજુ પર જઇ ઈ-ઈ-ઉ-ઉ ની બુમ પાડે છે. સંતાઇ રહેલાં દસ્યુ સ્ત્રી-પુરુષો હસતાં દોડતાં આવે છે. દરેકે પગે ઘુઘરા પહેર્યા છે ને કેડે ઢોલક બાંધ્યાં છે. વૃદ્ધ ઢોલક ને ઘુઘરા ઋક્ષને આપે છે તે પોતે બાંધી લે છે. બધાં દસ્યુઓ નાચ શરૂ કરે છે. વચ્ચે ઋક્ષ ઘુમે છે.]

ઋક્ષ [નાચતાં]

ઈ-ઈ-ઈ-ઉ-ઉ-ઉ-

દસ્યુ સ્ત્રી, પુરુષો

ઈ-ઈ - ઈ - ઈ - ઉ - ઈ-ઈ-ઈ-ઉ-ઉ-ઈ-ઈ-ઉ-ઈ-ઈ-ઉ-ઉ

[અવાજ સાંભળી હર્મ્યમાંનાં બધાં ઓટલા પર દોડી આવે છે, અને દસ્યુઓને નાચતાં જુએ છે. આગળ વિશ્વરથ છે. એણે ફુલનાં હાર ને સુવર્ણના અલંકાર પહેર્યા છે. તે ધીમે ધીમે ઢોળાવ પરથી ઉતરી, હસતો હસતો ઉભો રહે છે. તે પાસે આવે છે. ઈ-ઈ-ઉ ની ચીચીઆરી કરી બધાં દસ્યુઓ એના પગ આગળ સુઈ જાય છે.]

વિશ્વરથ [બધાંને ઉઠાડીને]

ઋક્ષ! ભાઈઓ! ઉઠો, ઉઠો, હું ઉગ્રકાલ નથી, તમારો વિશ્વામિત્ર છું. અંદર આવો. ગુરુદેવ, આજ્ઞા છે?

અગસ્ત્ય [ઓટલા પરથી]

હા! વત્સ.

ભરતો, દસ્યુઓ, તૃત્સુઓ

મૈત્રાવરુણનો જય! વિશ્વામિત્ર કૌશિકનો જય.

[બધાં દસ્યુઓ સહિત હર્મ્યમાં ચાલી જાય છે. માત્ર વસિષ્ઠ અંદર જતા નથી. તે બધાંની પાછળ રહી જાય છે ને પછી નીચું માથું નાંખી, ધીમે પગે, રસ્તાપરથી કીનારા પર ઉતરી આવે છે.]

વસિષ્ઠ [સ્વગત, ધીમે ધીમે]

• દેવ! દેવ! આ મારાથી નથી જોવાતું. અગસ્ત્યના પરમ પવિત્ર પુણ્યધામે દસ્યુઓના દેવની આ આરાધના મારાથી નથી સંભળાતી.

તપશ્ચર્યા, વિદ્યાનું સેવન ને દાન, શુદ્ધિના સંરક્ષણમાં આદરેલા વિગ્રહો–બધાં નિરર્થક ગયાં. નિષ્ફલતા સામું આવીને ઉભી છે–વૃત્રસમી વિકરાલ. દેવ! અત્યારે તેં મને કેમ છોડી દીધો? ...મને સુઝતું નથી. દેવો! વસિષ્ઠો! પિતૃઓ! આશાવિહોણો અંધકાર મને ગુંગળાવી રહ્યો છે. સ્પષ્ટ હતું તે પણ ઝાંખું થયું છે. હું નિરાધાર છું–ફસાઈ પડ્યો છું. કેં તો માર્ગ બતાવો? [બે છોકરીઓ ચાળા કરતી નીકળે છે ને વસિષ્ઠને જોયા વિના વાતો કરે છે.]

### પહેલી છોકરી

ભગવતી નૃત્ય કરે ત્યારે જોજે.

### બીજી છોકરી

હાય! હાય! બા! આટલાં મોટાં થઈને? અલી! [બંને અગસ્ત્યના આશ્રમમાં ચાલી જાય છે. વસિષ્ઠ એક તરફ ઉભા ઉભા તેમની તરફ દૂર દૃષ્ટિએ જુએ છે.]

### વસિષ્ઠ [સ્વગત]

ભગવતી નૃત્ય કરે છે!... હાસ્તો. નાગિણી નૃત્ય કરે છે ને જોનારને ઝહેર ચઢે છે. અને આર્યોની વિશુદ્ધિને ઝંખવાતી એ ચાલી જાય છે. [નીસાસો નાખીને] એને હું કેવી રીતે પહોંચી વળું? એ હસે છે, બોલે છે, નૃત્ય કરે છે, વેણુ વાય છે,–અને પુરુષો, સ્ત્રીઓ ને બાલકો, મહર્ષિઓ ને રાજન્યોને ગાંડાં બનાવે છે;–દસ્યુઓના મહાન્ દ્રષ્ટા, દિવોદાસ, દસ્યુઓને દાસત્વમાંથી મુક્ત કરે છે;–આર્યશ્રેષ્ઠ દાસકન્યાને પત્ની બનાવે છે, તેને આર્યાની પદવી આપે છે;–જન્મ બધો સમરયજ્ઞમાં અનાર્યો હોમ્યા તે અગસ્ત્ય આજે તેમનો ઉદ્ધાર ઝંખે છે;–આ પુણ્યતીર્થો અનાર્યોના દેવની જયઘોષણાથી ગાજે છે. એક ભયંકર સ્ત્રીએ શું શું કરવું બાકી રાખ્યું? હવે શું રહ્યું? [ઉંચું જોઈ] ઈંદ્ર! વરુણ!

મરુતો! અગ્નિ! ક્યાં સુધી અમારી અધોગતિ જોયા કરશો? કોપ્યા, તો ય ભરતતૃત્સુઓને કપાઈ મરવા ન દીધા? જનપદ બાળી નાખ્યો, તોય અમારા આશ્રમો અણીશુદ્ધ રાખ્યા? રોષ કર્યો–ને છતાં રોષ શા માટે રોક્યો?

[એક વૃદ્ધ, અપંગ દસ્યુ ડોસી હાથમાં લાકડી લઈ પોતાની જાતને ઘસડતી આવે છે. તેની આંખે દેખાતું નથી એટલે કપાળ ઉપર હાથ ધરીને તે ચાલે છે.]

દસ્યુ ડોસી

ભાઈ! ભાઈ! બાપુ! કૌશિકના હર્મ્યનો રસ્તો ક્યાં? [ખાંસી ખાય છે] હું તો મોઈ આટલે વર્ષે રસ્તા ભુલી ગઇ. આંખે બળ્યું દેખાતું નથી. ભાઈ! [આંખે હાથ ધરીને વસિષ્ઠને જોવાનો પ્રયત્ન કરે છે.]

વસિષ્ઠ

કોણ છે, બાઈ?

ડોસી

બેટા, કૌશિકનાં લગ્ન થાય છે ત્યાં મારે જવું છે. બધાં મનેમુકી જતાં રહ્યાં. હું મરી ન ગઈ હોઉં! હા–હા. [હસે છે] હું પણ એવી કે પગ ઘસડતી આવી. આવો લહાવો ફરી ક્યાંથી મળે? નહીં?

વસિષ્ઠ [તિરસ્કારથી]

કેમ બહુ હરખ આવે છે?

ડોસી

હું તો દિવોદાસના બાપને રોજ કહેતી હતી... [હાંફીને] મારું માને જ નહીં ને!...કે એક દહાડો અમારો હાથ સહાનાર પણ કોઈ આવશે. આજે ઉગ્રકાલે આ કૌશિકને મોકલી આપ્યો. જીવતો રહે એ શત શરદો સુધી!–એટલે મીચાય તે પહેલાં મારી આંખો ઠારી તો લઉં. ભાઈ! જરા હાથ તો આપ. [હાથ લંબાવે છે. વસિષ્ઠ દૂર જાય છે.]

વસિષ્ઠ

આ રસ્તે જા. પેલો હર્મ્ય છે.

ડોસી

ભાઈ, તારો હાથ આપની ! મારાથી એકલાં નહીં ચઢાય.

વસિષ્ઠ

ના, જવું હોય તો એકલી જા. [ રખે સ્પર્શદોષ થાય તેથી વસિષ્ઠ દૂર જાય છે. ]

ડોસી [ ગુસ્સામાં ]

ઓ હો હો ! [ ખાંસી ખાય છે; લાકડી ઉગામે છે. ] કેમ રે અલ્યા ! આ હાથે દુધ પીને તારો રાજા દિવોદાસ મોટો થયો ને તું તેને પકડતાં અભડાઈ જાય છે ? ને... તુ શું સમજે ? [ ખંધું હસે છે ] હું કાળી ન હોત તો મારો છોકરો ક્યારનો તૃત્સુઓનો ધણી થાત. ખબર છે ?

વસિષ્ઠ [ ખેદથી ]

મને ખબર નહોતી કે આર્યશ્રેષ્ઠની જનેતા થવાના તને કોડ હતા. ક્ષમા કર. બાઈ, તું જા–તારે રસ્તે. તારો હાથ સહાનાર તો ઘણા છે. આજે આ વસિષ્ઠનો હાથ સહાનાર કોઈ નથી.

ડોસી [ લાકડી ઠોકતી જાય છે ]

વસિષ્ઠ ! ગુરુ વસિષ્ઠ ? બાપ રે ! [ જાય છે ]

[ વસિષ્ઠ પથ્થરપર બેસી જાય છે અને હાથમાં માથું મુકે છે. ]

વસિષ્ઠ [ સ્વગત ]

વસિષ્ઠ ! હું વસિષ્ઠ ? દેવ વરુણ ! આ વસિષ્ઠ કોણ છે ? આ જટા ? આ હાડચર્મનો માળો ? આ કમંડલું ? એમાંથી કોણ–શું વસિષ્ઠ

છે ? અગસ્ત્યનો ભાઈ વસિષ્ઠ છે ? કે તૃત્સુઓનો પુરોહિત ? કે આ આશ્રમ ? કે શિષ્યો ?–કોણ–શું–વસિષ્ઠ છે ?

આ દેહ અહીંઆં પડયો છે, ખાય છે, પીએ છે, ઉંઘે છે. [ કડવાશથી ] એ તપોનિધિ નથી; એનું તપ પરવાર્યું છે. એ ઋષિ નથી; ભાઈની પ્રીતિના પાશમાં પડેલું પંખી છે. એ કુલપતિ નથી; શિષ્યોને ભિક્ષાવૃત્તિ અપાવનારો દ્રવ્યાર્થી છે. પુરોહિત નથી; કોઈ એનો પડતો બોલ ઝીલતું નથી. [ હોઠ પીસી જોયા કરે છે. શક્તિ ને કાલી દોડતાં આવે છે, અને એમને બેઠેલા જુએ છે એટલે પાછાં દોડી જાય છે. ] ના–ના–ના–ના–વસિષ્ઠ આમાંથી કૈં નથી. [ વિજયભર્યે અવાજે ] વસિષ્ઠ એ પિતૃઓની પરમ વિશુદ્ધિ છે. એ વિશુદ્ધિનો આ વસિષ્ઠ બન્યો છે. એ વિશુદ્ધિ વિના એ વસિષ્ઠ કેમ રહે ? ...સપ્તસિન્ધુ પર ભલે પ્રલય આવે–મારે શું ? વસિષ્ઠ ને વિશુદ્ધિ અલગાં કેમ થાય ?... જેને માટે જીવું છું એ જ સત્ય. આ આશ્રમ, પ્રતિષ્ઠા ને દેહ એ તો માત્ર એ વિશુદ્ધિની છાંય છે. છાંય વિના વસ્તુ ટકશે, પણ વસ્તુ વિના છાંય કેમ હોય ? જ્યારે તપનો મધ્યાન્હ તપે ત્યારે સત્ય એકલું રહે—છાંય વિના; તે આથમે ત્યારે લાંબી છાંય માત્ર નજરે ચઢે,–સત્ય જડવું કઠણ પડે. મારું તપ અસ્તાચલે ગયું છે કે મધ્યાન્હે ? [ ઉભો થઈ ચારે તરફ છાંય જુએ છે ] મધ્યાન્હે છે કે અસ્તાચલે ? અણુસમાન વિશુદ્ધિની લંબાતી વિરાટ છાંય છે... કે... છાંય વિનાની શુદ્ધિ માત્ર ! ના–ના–વસિષ્ઠ એ તો સદાય વિશુદ્ધ–મન, વાણી ને કર્મે. [ નિશ્ચયથી ] મારું તપ મધ્યાન્હે છે. છાંય, વિલુપ્ત થઈ જા ! વસિષ્ઠ તું આર્યોની નિર્મલતાનો સનાતન જ્યોતિસ્સ્તંભ છે. [ સરસ્વતી સામે જોયા કરે છે ]

ભાઈને કહેવામાં તો અર્થ નથી...સાધ્વીને કહેવું પણ શા માટે ? એની પતિભક્તિ જો મધ્યાન્હે હશે તો એ પણ છાંય છોડી નિર્મલ સ્વરૂપે ચમકશે–મને શોધતી આવશે.

સરસ્વતી મા ! તારે ખોળે છું. મને લઈ જા, જ્યાં આ પાપાચારની દુર્ગંધ ન હોય ત્યાં–જ્યાં વસિષ્ઠોની વિશુદ્ધિ નિર્મલ રહે ત્યાં.

[સરસ્વતીમાં પડે છે ને પેલે પાર જવા તરે છે.]

સમય બતાવવા પડદો પડે છે, ને તરત પાછો ઉપડે છે.

## પ્રવેશ બીજો.

[ સ્થલ–તેનું તે જ છે. હર્મ્યમાંથી વીશ પચ્ચીશ સ્ત્રીઓ એક બીજાનો હાથ પકડી, હસતી, ઢોળાવ પરથી ઉતરી આવે છે. તેમાં રોહિણી પણ છે. એણે પુષ્પ ને સુવર્ણનાં આભૂષણો પહેર્યાં છે ને પીઅળ કાઢી છે. ]

**પહેલી યુવતી**

ચાલો – ચાલો – ચાલો –

**બીજી યુવતી**

મૈત્રાવરુણી ! આજે ના ન કહેવાય—

**પહેલી યુવતી**

—અલીઓ ! આમ ખેંચાખેંચી શું કરો છો ?

**ચોથી યુવતી**

—કાલે તો તમે જવાનાં—

**બીજી યુવતી**

—ને પાછાં કોણ જાણે ક્યારે પાછાં આવવાનાં—

**રોહિણી**

બહેન, પણ મને થાક લાગ્યો છે.

**બીજી યુવતી**

કાલે ભરતગ્રામ જઈ થાક ઉતારજો.

ચોથી યુવતી

કેમ તાપસકન્યાનાં મહિષી થયાં તેમાં કે ?

રોહિણી

ચાલો—ચાલો—

[ રાસ માંડે છે. થોડાક પુરુષો ઓટલા પર જેવા નીકળે છે, અને ધીમે ધીમે પાસે આવે છે. રાસ થોડીવાર ચાલે છે એટલે એક સ્ત્રી પુરુષનો હાથ પકડી રાસમાં ઉતારે છે. બધાં હસતાં, કલ્લોલતાં ધક્કાધક્કી કરે છે. ]

પહેલી યુવતી

ચાલોની—

રોહિણી

ચાલો – ચાલો !

પહેલો પુરુષ

જેવી મૈત્રાવરુણીની આજ્ઞા.

બીજો પુરુષ

ચાલો – ચાલો— [ પુરુષો સ્ત્રીઓમાં સામેલ થાય છે ]

અવાજો

જો–જો... હા–હા–હા ... અરે મને શું કહે છે...પેલી તરફ... તું, બા, પેલી તરફ જા... ના–ના–ના... હા...[સ્ત્રીપુરુષો રાસ આરંભે છે. અગસ્ત્ય, દિવોદાસ, વિશ્વરથ ને સુદાસ્ ઓટલા પર આવે છે. ]

પહેલી યુવતી [ મહાપુરુષોને જોઈ ને ]

હાય બા ! ભગવાન્ આવ્યા.

બીજી [ શરમાઈને ]

રાજન્ !

યુવતીઓ [ ગાતાં ફરતાં અટકીને ]

ઓય મા !

[ બધાં ખસીઆણું પડી ઉભાં રહે છે. ચારે જણ ઢોળાવ ઉતરીને આવે છે. ]

અગસ્ત્ય [ હસીને ]

કેમ અટકી ગયાં ? અમારે નહીં આવવાનું ?

રોહિણી

પિતાજી, તમે બધા કેમ આવ્યા ? અમારા રંગમાં ભંગ કર્યો. ભગવતી ક્યાં ? અમે વાટ જોઈએ છીએ ને ?

અગસ્ત્ય

ભગવતી આશ્રમે ગયાં છે. અમે પણ તારી સાથે જ આવીએ છીએ.

રોહિણી

ચાલો, બહુજ સારું થયું.

અગસ્ત્ય

હજી કોઈ થાક્યું નથી ? રાત પુરી થવા આવીને.

એક યુવતી

ના, અમે તો રોહિણી જશે પછી જ ઘેર જઈશું.

અગસ્ત્ય

અરે, પણ રોહિણીને જરા તો થાક ખાવા દો—ને આ વિશ્વરથ—
[ વિશ્વરથ ને રોહિણી તરફ સાર્થક જુએ છે ]

પહેલી યુવતી

ખરી વાત. હા – હા – હા ! અમે પેલી તરફ જોઈશું.

રોહિણી [ શરમાઈને ]

ના – ના – ના—હું આવું છું.

બીજી યુવતી

જશે પછી એ પાછાં ક્યાં આવવાનાં હતાં ?

[ ચાર મહાપુરુષો શીવાય બાકી બધાં આશ્રમ તરફ ચાલી જાય છે. ]

દિવોદાસ

મૈત્રાવરુણ ! તમે પણ એકદમ જવાનો નિશ્ચય કર્યો.

અગસ્ત્ય [ કડવાશથી ]

હું હજી કૌશિકનો પુરોહિત છું ને. તમે ભરતોને મોકલી આપો પછી મારે પણ એમની સાથે જવું જોઈએ.

દિવોદાસ

મોકલી આપ્યા – અંહ – એમ કહો છો ?

સુદાસ્

કોઈ વખત તો ભરતશ્રેષ્ઠને પોતાને ગ્રામ જઈ રાજ્ય કરવાનું જ ને.

અગસ્ત્ય [ ઉગ્રતાથી ]

હમણાં – આજે – ને આવી રીતે ?

વિશ્વરથ

ગુરુવર્ય ! મને જવાનો જરાય વાંધો નથી. સુદાસ્ સત્ય કહે છે– કોઈ વાર તો મારે જવાનું જ ને. પણ આજે મારા દુઃખનો પાર નથી.

અગસ્ત્ય

વત્સ ! હું સમજું છું.

વિશ્વરથ [ દિવોદાસને ]

રાજન્ ! અત્યારે મારું દુઃખ હું કોને કહું ? મેં તૃત્સુઓ માટે કર્યું તે ધનની લાલચે કર્યું; હું આ દાસોને સાથે લઈ જાઉં છું

તે ખરીદી લઈ જાઉં છું ! મને તમે પણિથીએ નીચ ધાર્યો એ મને સાલે છે.

દિવોદાસ [ વિશ્વરથને વાંસે હાથ મુકી ]

વત્સ ! વત્સ ! એવું મનમાં ન લાવ. મેં તને પુત્રતુલ્ય લેખ્યો છે.

અગસ્ત્ય

મહર્ષિ સમો મારો શિષ્ય ન હોત તો આ અપમાન માટે તૃત્સુઓના પ્રાણ લેત !

વિશ્વરથ [ ખેદથી ]

—પણ આજે પરાયાની માફક મને ધકેલી દો છો.

દિવોદાસ

પુત્રક, તું જાણે છે ને ? હું વૃદ્ધ ને દુર્બલ થયો છું, અને સુદાસની એ ઇચ્છા છે.

વિશ્વરથ [ વેદના થતી હોય એમ ]

હું જાણું છું – સારી રીતે. એને લાગે છે કે તૃત્સુઓનાં હૈયાં મેં એની પાસેથી ચોરી લીધાં છે, એનું યુવરાજપદ હું લઈ લેવા માગું છું. રાજન્, હું તમને કેમ કરી ખાત્રી આપું કે મારું હૃદય શુદ્ધ છે ?

દિવોદાસ

હું નથી માનતો–નથી માનતો.

વિશ્વરથ [ ખેદભર્યો ]

રાજન્ ! ગુરુવર્યને પ્રતાપે, બાલ્યકાલથી, મેં તૃત્સુગ્રામ મારું ઘર ગણ્યું છે. તમને મેં પિતાને સ્થાને સ્થાપ્યા છે, તૃત્સુઓને મેં ભરતોથી પ્રિય માન્યા છે,–તમારા ને ભગવાનના પ્રયત્નો સફલ કરવા.

દિવોદાસ [ભાવથી]

ના – ના – પુત્રક ! તેં અમારાં સ્વપ્નાં મૂર્તિમાન્ કર્યાં છે.

વિશ્વરથ [ખેદથી]

—અને આજે – હું તમને દોષ નથી દેતો – મને દૂર કરો છો... સુદાસની વાત ખરી છે. બે યુવરાજો કેમ સાથે રહે ? પણ રાજન્ ! રાજન્ ! [આક્રંદ કરીને] અમે બે છોકરાઓની ઈર્ષ્યામાં ભરત-તૃત્સુઓના ભાગલા પડી જાય છે.

દિવોદાસ

ના – ના – ના —

સુદાસ [ગર્વથી]

વિશ્વરથ, મને તારી ઈર્ષ્યા નથી.

વિશ્વરથ

ના કહેવાથી ખરું કૈં ખોટું થાય છે, ભાઈ ?

અગસ્ત્ય

કૈં નહીં વત્સ ! સમસ્ત માનવકુલ રાજાઓના કામક્રોધનાં ડુવિ થવા સર્જ્યું છે. જ્યારે મેં આર્યોને એક કરવા ધાર્યાં ત્યારે એ સત્ય મારી ધ્યાન બહાર ન હતું.

દિવોદાસ

હું વચન આપું છું, મૈત્રાવરુણ, મારા જીવતાં હું ભરતતૃત્સુઓ જુદા નહીં થવા દઉં.

વિશ્વરથ

રાજન્, ભરતતૃત્સુઓ વચ્ચે ધનની આપલેની બાકી કાઢી,

મને ભરતગ્રામ જવાનું કહ્યું. હવે શું બાકી રહ્યું? હું અપમાન ગણી યુદ્ધ કરું કે આજ્ઞા ગણી માથે ચઢાવું—પરિણામ એકનું એકજ.

દિવોદાસ [ ગળગળો થઈ ]

વત્સ !

સુદાસ

પિતાજી, થોડીવારમાં પાછા વિશ્વરથને વદાય કરવા આવવું છે ને? ચાલો જઈ આવીએ.

દિવોદાસ [ નિરાધારીથી ]

ચાલ ભાઈ. [ સુદાસ સાથે જાય છે ]

વિશ્વરથ [ આક્રંદ કરી ]

ગુરુદેવ ! ગુરુદેવ ! સંસ્કાર, વિદ્યા ને સદ્‌ભાવ વર્ણોનાં બંધનો બધાંને બાંધે છે, પણ રાજાઓને કેમ સ્પર્શતાં નથી? એમનો દેશ એ જ એમની સમૃદ્ધિ, જનપદ માત્ર એ દેશની અભિવૃદ્ધિ કરવાનાં સાધન!

અગસ્ત્ય

પુત્રક, અત્યારે આ બધા વિચાર કરવા છોડી દે; ભરતગ્રામ જઈને ફરી વિચાર કરીશું. ચાલ, હું તૈયારી કરી લઉં.

વિશ્વરથ

જેવી આજ્ઞા. [ અગસ્ત્ય જાય છે. સ્વગત ] દેવ ! દેવ ! મને જંપીને સુખી થવા દેવો જ નથી?

[ સુદાસ ઉતાવળો પાછો આવે છે ]

સુદાસ

વિશ્વરથ, હું એક વાત કહેતાં ભુલી ગયો.

વિશ્વરથ

બોલ, ભાઈ.

સુદાસ્

પેલા ગયના શક્તિને સાથે નહીં લઈ જતો.

વિશ્વરથ

શક્તિ? અરર—એ નબાપાના આજે ફરી બાપ મરી જશે.

સુદાસ્ [ જીદથી ]

એ અમારો તૃત્સુ મઘવન્ છે. તૃત્સુઓના પિતા રાજા દિવોદાસ બેઠા છે.

વિશ્વરથ

ખરી વાત. [ નીસસો મુકીને ] સુદાસ્! સુદાસ્! આપણે કદી ભાઈઓ થઈને રહેવાના જ નહીં.

સુદાસ્

થઈશું, એક દહાડો, [ તોછડાઈથી ] જ્યારે તૃત્સુઓ શ્રેષ્ઠ થશે ત્યારે, જ્યારે મારે તેજે તું ઝલકશે ત્યારે. [ જાય છે ]

વિશ્વરથ

તેજ! તેજ!—ગાંડા! તેજનો દાતા તો દેવ સવિતા બેઠો છે. માગ્યાં તેજ કોઈને મળ્યાં છે?... પણ એની વાત ખોટી નથી. એના બાપ મને મોટો પુત્ર ગણે, એના ગુરુ મને પટ્ટશિષ્ય ગણે, એની પ્રજા મને પોતાનો ગણે—એ એનાથી કેમ સહેવાય?... તેજો-દ્વેશ ન હોત તો દુનીઆ કોણ જાણે કેવીએક હોત? ત્યારે તો માનવો, નિર્મલ રાત્રીના વ્યોમમાં તારાઓ ચમકે છે તેમ, એક બીજાનું તેજ વધારતા ચમકી રહેત...પણ દ્વેશ ન જ જીતાય? દેવ, શું તારી શક્તિને પણ સીમા છે? [ સેનાપતિ પ્રતર્દન આવે છે ]

**સેનાપતિ પ્રતર્દન**

રાજન્, બધું તયાર છે. આપ રથમાં ચાલશો કે ઘોડાપર ?

**વિશ્વરથ**

ઘોષામા ક્યાં છે ? ને મહાઅથર્વણ ?

**સેનાપતિ પ્રતર્દન**

ઘોષામા, સત્યાબા ને મહાઅથર્વણ ભરદ્વાજને આશ્રમે ગયાં છે. હમણાં પાછા આવશે. આપ ઘોડાપર જ જશો ને ?

**વિશ્વરથ** [ ખેદથી ]

હા...પ્રતર્દન, જવાની બહુ ઉતાવળ છે ?...

**સેનાપતિ પ્રતર્દન** [ અધીરાઈથી ]

દિવોદાસે અપમાન કરીને તો કાઢ્યા, હવે અહીંઆં રહ્યું કેમ સહેવાય ? મારે તો રુંવે રુંવે આગ ઉઠે છે. જાણે ક્યારે બધાનો જીવ લઉં ?

**વિશ્વરથ**

એક મૂર્ખના દ્વેશ માટે આ બિચારા તૃત્સુઓનો જીવ લેવો ?

**સેનાપતિ પ્રતર્દન**

એમનો યુવરાજ છે ને ?

**વિશ્વરથ**

તમારા જેવા અભિમાનઘેલાઓને પ્રતાપે બીચારી નિર્દોષ જાતિઓ વચ્ચે વેર વધે છે. દેવ ! આવાઓથી ક્યારે ઉગારશે ?

**સેનાપતિ પ્રતર્દન** [ હસીને ]

તમે તો ઋષિ થતા ચાલ્યા છો. અત્યારે એવા વિચાર મારે નથી કરવા.

વિશ્વરથ

તારો ઉત્સાહ માતો નથી.

સેનાપતિ પ્રતર્દન

શા માટે માય? આ પ્રસંગની વાટ જોતાં તો મારો અવતાર ગયો.

વિશ્વરથ

આ પ્રસંગમાં શું છે?

સેનાપતિ પ્રતર્દન

એવું કેમ પુછો છો? કુશિકનો રાજ્યદંડ તેનાથી એ પ્રતાપી પ્રપૌત્રના હાથમાં આજે સોંપવાનુ મને ભાગ્ય મળ્યું છે.

વિશ્વરથ

પ્રતર્દન! પિતાતુલ્ય પ્રતર્દન! એ રાજ્યદંડમાં એવી શી મોહિની છે? ભગવતીએ એકવાર મને પુછ્યું હતું, "મનુ ગયા – યયાતિ ગયા – ક્યાં છે એમનો રાજ્યદંડ?" એ તને આજે પુછું? ક્યાં રહ્યા છે કોઈના રાજ્યદંડ?

સેનાપતિ પ્રતર્દન

હું મહર્ષિ નથી, માત્ર સેનાપતિ છું; એટલે શું કહું? પણ પ્રતાપી રાજ્યદંડ વડે જ મનુષ્ય દેવોની સ્પર્ધા કરે છે.

વિશ્વરથ

પ્રતર્દન! રાજ્યદંડ એટલે મદ, મોહ ને અહંકારની અવધિ; નહીં? પોતાનાં કામક્રોધ માટે જનપદો જળાવી દેવાનો – મનુષ્યમાત્રને પોતાના અભિમાનચક્ર નીચે કચરવાનો અધિકાર; નહીં? રાજ્યદંડોના ભાર નીચે વિદ્યા, તપ ને શાન્તિ, સૌજન્ય ને સદ્ભાવ છુંદાઈ ગયાં તને નથી દેખાતાં?

સેનાપતિ પ્રતર્દન

રાજ્યદંડ ન હોય તો સત્ય ને ઋતની રક્ષા કોણ કરે ?

વિશ્વરથ

રાજા વરુણનું સનાતન ઋત છેક એવું પ્રભાવહીણું છે કે ઉડતા પંખીની ચંચલ છાંય સમા રાજાઓ વિના એ સચવાય જ નહીં ? પ્રતર્દન, રાજ્યદંડ ન હોય તો હું વિશ્વરથ મટી જાઉં ? ખરેખર ?

સેનાપતિ પ્રતર્દન

એ હું ન સમજું. ગાધિરાજાએ મને એમનો રાજ્યદંડ સાચવવા આપ્યો. આજે તેને વધારે પ્રતાપી ને તેજસ્વી બનાવી હું આપને સ્વાધીન કરું છું.

વિશ્વરથ

તું ક્યાંથી સમજે ? પ્રતર્દન, ભરતોનો રાજ્યદંડ સહાવાને યોગ્ય તો તારા હાથ છે; મારા હાથ નિર્બલ છે—નકામા છે.

સેનાપતિ પ્રતર્દન [ હસીને ]

જાઓ, જાઓ, એવું શું કહો છો ? અત્યારે આપ થાકી ગયા છો. જરા સ્વસ્થ થઈ બેસો. [ જાય છે ]

વિશ્વરથ [ રડતે રાગે, સ્વગત ]

હા, થાકી ગયો છું—આ બધા રાજ્યદંડોના ભારથી ખરેખર થાકી ગયો છું.

[ છેલ્લા શબ્દો આવતી રોહિણી સાંભળી જાય છે ]

રોહિણી

હું પણ થાકી ગઈ છું—

વિશ્વરથ

શાથી ?

રોહિણી

કોઈ મને છોડતું જ નથી. સવાર ક્યારે પડે કે હું ને તમે રથમાં એકલાં પડીએ.

વિશ્વરથ

રોહિણી, મને સાચું કહેશે? તું અગસ્ત્યની સત્યદર્શી કન્યા છે. [ તેને ખભે હાથ મુકે છે ]

રોહિણી

[ બે હાથ વિશ્વરથને ખભે મુકી ]

બોલો. પણ આટલા ગંભીર કેમ છો ?

વિશ્વરથ

રોહિણી, મારી આંખે અંધકાર વળ્યો છે. રાજા વરુણ ને પિતૃઓ મને કૈં પ્રકાશ બતાવી રહ્યા છે પણ મારાથી તે જોવાતો નથી. એ જોઈશ નહીં ત્યાં સુધી હું આવો જ રહેવાનો. પુછું ? સખી, સાચું કહેશે ?

રોહિણી

પુછો. ખરું કહીશ. પણ ખોટું લાગે તો ખાર નહીં, હોં !

વિશ્વરથ

તું કોને પરણી ? તું ભરતોના રાજ્યદંડને પરણી કે સપ્તસિન્ધુના સુવિખ્યાત ધનુર્ધરને ? કે તું વરી મારા વિશાલ જનપદોને ? કે ધરણી કંપાવતી મારી સેનાને ? દેવ જેવા તેજસ્વી ને કમનીય પુરુષને વરી ? કે લોકોનાં હૈયાં આકર્ષતા વિજયી વીર ને ? કોને વરી ?

રોહિણી [ શરમાઈને ]

આવું તે પુછવાનું હોય ? તમે જ કહોને કે તમે કેવે રૂપે મને પરણ્યા ?

વિશ્વરથ [ નિરાધાર બનીને ]

મારે આ અંધકાર ભેદવો છે. તું મારી સહધર્મચારિણી થઈ છે. મને સહાય કર...તું વિશ્વરથને પરણી તે કોને પરણી? મારો જીવ અત્યારે ગુંગળાય છે.

રોહિણી

વિશ્વરથ, હું આર્ય હૃદયથી અજાણી નથી. તમારે હૈયે રાજા વરુણ વસવાની તૈયારી કરે છે.

વિશ્વરથ [ જીદથી ]

રોહિણી, મને વરી તેં શું જોયું ?

રોહિણી

કૌશિક, રાજ્યદંડ ને ધનુર્વિદ્યા, સેના ને સમૃદ્ધિ મને અકારાં છે એમ કહું તો તો અસત્ય જ ઉચ્ચારું. તારી કાન્તિનાં શમણાંએ હું વિહ્વલ નથી બની એમ કેમ કહું ? લોકભક્તિનાં ગંધપુષ્પ તને ચઢયાં ત્યારે હું ઘેલી બની છું એ પણ ખરું. પણ—

વિશ્વરથ

પણ—

રોહિણી

કૌશિક, એ છે તો હું રાચું છું. એ ન હોત તોપણ હું તને વરત. મારે તો સહધર્મચાર સાધવો છે—અગ્નિ દ્રવતા તારા હૃદય સાથે, દેવે પ્રેરેલી તારી બુદ્ધિ સાથે, સર્વગ્રાહી તારી આર્યદૃષ્ટિ સાથે. મારો વિશ્વરથ તો એ બધાંનો ઘડયો છે.

વિશ્વરથ

આ પ્રસંગે આમ તને દુઃખી કરું છું તેનો અસંતોષ તો થતો નથી ?

રોહિણી

ભરત, મને આત્મમંથનનો અસંતોષ નથી. સાથે કરેલી મોજ સહધર્મચાર, ત્યારે સાથે પાડેલાં આંસુ નહીં? સાથે માણેલા વિલાસ-વૈભવ સહધર્મચાર, ત્યારે સાથે કરેલાં તપ નહીં? કૌશિક, તારી આંતર વ્યથાએ વ્યથા અનુભવવી–તારા પ્રેરણામય ઉડ્ડયનો સાથે ઉડવું—તારા તપમાં સાનુકૂલ થવું એનાથી સુંદર સહધર્મચાર બીજો કયો?

વિશ્વરથ

પણ હું મનસ્વી છું, આપખુદી છું. ઘણીવાર હું ભગ્નાશ થઈ જાઉં છું, મારો આત્મવિશ્વાસ જતો રહે છે, દેવો મને ગાંડો કરે છે ત્યારે હું અક્કલહીણો થઈ જાઉ છું. ને તેવે વખતે રાજ્યસિંહાસનનાં તેજ ન હોય, કે વૈભવનાં આશ્વાસન ન હોય, તો એ સહધર્મચાર તારાથી કેમ સહ્યો જશે? ત્યારે આપણાં દુઃખનો પાર નહીં રહે. [ નીચું જોઈ રહે છે ]

રોહિણી

ના, વિશ્વરથ, [ એનું મોં ઉંચું કરી ] એ દિન કદી નહીં આવે. હું મારા માર્દવથી તને સાંત્વના ન દઉં—મારા પૂજ્યભાવથી તને પ્રભાવશાળી ન કરું—મારી અચલ શ્રદ્ધાથી તને આત્મવિશ્વાસ ન પ્રેરું તો ને? ગાંડા, પ્રિયતમાનાં પૂજ્યભાવ ને શ્રદ્ધામાં અદ્ભુત સંજિવિની છે. એ મંત્ર વિના પુરુષ ભગ્નાશ ને અક્કલહીણા થયા છે. એ હોય,–ત્યાં કદી જોયા છે?

વિશ્વરથ [ ધીમે ધીમે ]

રોહિણી! તારી વાત ખરી છે. ભક્તની ભક્તિ ચળે તો દેવ પણ દુર્બલ બને છે. તારી શ્રદ્ધા એ મારું બાહુબલઃ તારો પૂજ્યભાવ એ મારું કવચઃ તારી પ્રેરણા એ મારો જયઘોષ. મને એ બધાં દેઃ હું મહર્ષિસિદ્ધસંઘોમાં સ્થાન પામું.

રોહિણી

મારા ઋષિવર્ય ! મને એક જ કોડ છેઃ તન્મય થવાના. કૌશિક–

[ આગળ શક્તિ ને કાલી દોડતાં આવે છે. પાછળ એક તૃત્સુ સૈનિક આવે છે. છોકરાંઓ વિશ્વરથને વળગી પડે છે. ]

શક્તિ

ભરતશ્રેષ્ઠ ! હું તમારી સાથે આવવાનો છું—અહીંઆં નથી રહેવાનો, હોં.

કાલી

હું પણ આવવાની છું.

તૃત્સુ સૈનિક

યુવરાજે શક્તિને તેડાવ્યો છે.

રોહિણી

કેમ ? એમને શું કામ પડયું ?

વિશ્વરથ [ કડવાશથી ]

હું તૃત્સુ મઘવન્ ઉછેરી એનું રાજ્ય લઈ લેવા માગું છું.

રોહિણી

ઓહો—એટલું બધું ?

શક્તિ [ પગ ઠોકીને ]

ના–ના–હું આવીશ–તમારી જ સાથે–બસ–તમારી જ સાથે. અહીંઆં નહીં રહું.

વિશ્વરથ [ સૌને ]

જા. સુદાસને કહે, હજી જવાની તો વાર છે. હું જાતે વાત કરીશ.

શક્તિ

હું અહીંઆં નહીં રહું—

[ જલદી જલદી સ્ત્રીઓ ને પુરુષો આવી પહોંચે છે અને બંનેને વીંટાઈ વળે છે. ]

પહેલી યુવતી

હાય બા ! એટલામાં જવાનો વખત થયો.

બીજી યુવતી

[ આંસું લુંછતાં, રોહિણીને વળગીને. ]

રોહિણી ! જવાનાં.

રોહિણી

હાસ્તો–ત્યારે અહીંઆં જ આખો અવતાર રહું ?

ત્રીજી યુવતી

ને કૌશિકરાજ ! પાછા ક્યારે મળવાનાં ?

વિશ્વરથ [ ફીકું હસીને ]

દેવાજ્ઞા થશે ત્યારે.

[ ત્રણ મઘવનો આવે છે ]

ગૌતમ મઘવન્ [ વિશ્વરથને ]

વિશ્વરથ, આખરે ચાલ્યા ?

પહેલી સ્ત્રી [ બંનેને ]

તમારા વિના કેમ રહેવાશે ? એ જવાના છે સાંભળી મારા છોકરાઓ તો અકળાઈ ગયા છે.

અગસ્ત્યનો શિષ્ય [ રોહિણીને ]

અમે થોડા દહાડામાં ભરતગ્રામમાં જ આવીશું—

બીજો તૃત્સુ મઘવન્

અમારા દુઃખનો તો પાર નથી રહ્યો—

ત્રીજી યુવતી [ રોહિણીને ]

પરણીને જરા રહ્યાં પણ નહીં.

ત્રીજો તૃત્સુ મઘવન્

અમે આજે તેજહીણા થઈ ગયા.

વિશ્વરથ [ સ્નેહભર અવાજે ]

બધાં આ શું કરો છો ? ઉલટી મને હીંમત આપો; નાહીંમત શું બનાવો છો ?

ગૌતમ મઘવન્

તમે તો ઘર ભણી જાઓ છો, અમે તો આજે રાંડીને રહ્યા.

વિશ્વરથ [ ખેદથી ]

મઘવન્ ! હું ઘર ભણી નથી જતો, ઘર ત્યજીને જાઉં છું. મારા હૈયાની વ્યથા કોને કહું ? મઘવન્ ! અહીંઆં મારું બાળપણું ગયું, અડધી યુવાવસ્થા ગઈ. અહીંઆં મેં હાસ્ય ને આક્રંદથી કેટલાંય દિન ને રાત ગજવ્યાં ? આ પગથીઓ પર કેટકેટલી મારી સુંદર સ્મરણકણિકાઓ વેરાઈ પડી છે ?

[ દિવોદાસ, સુદાસ અને તૃત્સુ યોદ્ધાઓ આવે છે. ધીમે ધીમે અંધારું ઓછું થતું જાય છે. ]

દિવોદાસ

ઓહો ! એટલામાં જવાનો સમય થયો.

ગૌતમ મઘવન્

રાજન્, તમેય કૌશિકરાજને જવા શું દોછો ?

વિશ્વરથ

મઘવન્ . એ વાત જવાદો. રાજ્યદંડ એ તો રાજાની શૃંખલા છે. હવે કેમ રહેવાય ? હું રહું તો રાજ્યદંડો કટાઈ જાય–મારા ને રાજા દિવોદાસના. અમારાથી એને કેમ કટાવા દેવાય ?

સ્ત્રી [ અક્ષત ચઢાવી ]

પણ, કૌશિક, ફરી દર્શન દેશો ને ?

વિશ્વરથ

માતા ! મારું ચાલે તો તમને બધાંને સાથે લઈ જાઉં. પણ ન મારાથી રહેવાય–ને ન તમને સાથે લઈ જવાય.

પહેલી યુવતી [ મોઢું ચઢાવી ]

જેટલું તમને ભરતોનું લાગે છે તેટલું અમારું લાગતું જ નથી. અમે જાણીએ છીએ તો–[ આંસુ લુછે છે.]

વિશ્વરથ

રડો નહીં—રડો નહીં. હું પાછો આવીશ. [ બધાંની આંખમાં આંસુ જોઈ ] હું જાણું છું:–ધેરે ઘેર હું સ્વજનો છોડી જાઉં છું...

પહેલી યુવતી [ મડમાં ]

છોડી જાઓ—જાઓ.

વિશ્વરથ [ આર્તસ્વરે ]

હું તમને છોડી નથી જતો. બહેન, હું મારું હૈયું ચીરી, કાઢીને અહીંઆં મુકી જાઉં છું, અને સ્નેહઝરતાં સ્મરણોના દુઝતા ઘા સાથે લઈ જાઉં છું.

ઋક્ષ [ ઉતાવળમાં આવીને ]

કૌશિક ! સાંભળ્યું કે ?

વિશ્વરથ

શું ?

ઋક્ષ [ આડંબરથી ]

મહર્ષિ વસિષ્ઠ તૃત્સુગ્રામ છોડી ચાલ્યા ગયા.

દિવોદાસ [ ચમકીને ]

શું બકે છે ?

અવાજો

હેં હેં...શું ? હાય...હાય...અરે...કોણે કહ્યું ?

ઋક્ષ

હે રાજા અતિથિગ્વ ! ઋષિ મૈત્રાવરુણ તમારું ગ્રામ છોડી, સરસ્વતી પાર તરી, દૂર ને દૂર જંગલોમાં ચાલી ગયા છે એમ ધીવરો કહે છે. અને મહર્ષિ અગસ્ત્યે બહુ તપાસ કરી પણ આશ્રમમાં એમનો પત્તો ખાતો નથી.

દિવોદાસ [ ગભરાઈને ]

અરે રે ! અમારા ઉપર શો કોપ થયો ?

વિશ્વરથ

અકળાશો નહીં, અતિથિગ્વ ! એમનો જીવ ઉચ્ચાટમાં હતો. અમે જઈશું પછી પાછા આવશે—જરૂર.

સુદાસ [ હાસ્યથી ]

અમને તો આ ભૂમિ પાપે લદેલી જણાતી હતી.

ઋક્ષ

કૌશિકોમાં શ્રેષ્ઠ! હવે પ્રસ્થાનની તૈયારી કરવી છે કે નહીં? આ મારા શિષ્યો એક પગે થઈ રહ્યા છે.

વિશ્વરથ

મારે બીજી શી તૈયારીની જરૂર હોય? રાજન્ દિવોદાસની રજા જોઈએ. [ ખોંખારીને ] તૃત્સુશ્રેષ્ઠ! તમે પિતાતુલ્ય છો. જ્યારે પણ કામ હોય ત્યારે આજ્ઞા કરજો, હું હાજર થઈશ.

દિવોદાસ [ ભેટીને માથું સુંઘે છે ]

પુત્રક! ને હું ન હોઉં તો પણ સુદાસને ભાઈ ગણજે; ને તૃત્સુઓ [ ચારે તરફ જોઈ ] તો તારા છે જ.

વિશ્વરથ

અતિથિગ્વ! સુદાસ્ મારું તો નહીં માને, વખત છે તમારું માનશે. એને મારી વતી ખાત્રી આપજો: મેં એને માનોજણ્યો ભાઈ ગણ્યો છે ને સદાય ગણીશ. અને તૃત્સુશ્રેષ્ઠ! તૃત્સુઓ તો મારા જ છે, હું એમનો છું, સદાય. [ આંસુ ગળું રોધે છે ] ને, રાજન્; જતાં જતાં મારી એક યાચના સ્વીકારશો? ના નહીં કહેશો. મારી છેલ્લી પ્રાર્થના છે – પુત્રભાવે.

દિવોદાસ

બોલ, વત્સ, શી છે?

વિશ્વરથ [ ગળગળો થઈને ]

આ હર્મ્ય, જે મારું ધનધાન્ય અહીંઆં છે તે, અને હીસાબ કરી તમે જે આપ્યું છે તે –

સુદાસ્ [ ગુસ્સામાં ]

તે?

વિશ્વરથ

ભાઈ, ગુસ્સે ન થતો. એમાં મારો કૈં સ્વાર્થ નથી. પણ મારા આ સ્વજનો છે — [ હોઠ પીસી, સ્વસ્થ બની ] રાજન્, એ બધાંને તૃત્સુઓમાં વહેંચી આપજો – [ વધારે બોલી શકતો નથી ]

દિવોદાસ [ ભેટી પડીને ]

કૌશિક ! કૌશિક ! તું તો દાનેશ્વરી છે.

સુદાસ્ [ ગુસ્સામાં ]

પણ —

વિશ્વરથ [ કરગરીને ]

ભાઈ, જતાં જતાં મને જરા સુખી કર.

સુદાસ્

— પણ તૃત્સુઓ —

ગૌતમ મઘવન્

યુવરાજ, વિશ્વામિત્ર અમને આપે છે ને અમે લઈશું; અમને શરમ નથી. ભરતોનું અમે શું નથી લીધું ?

વિશ્વરથ [ હાથજોડી ]

મઘવન્, અનુગ્રહ કર્યો.

દિવોદાસ

ભાઈ, હું તારું આપ્યું સ્વીકારું છું. — [ શંખ ફુંકાય છે ]

વિશ્વરથ

અરે ! જવાનો વખત થયો. ભાઈઓ ! બહેનો ! માતાઓ ! હવે મને રજા આપો. [ શક્તિ આવીને વળગે છે ]

શક્તિ

ના – ના – ના. હું તમારી સાથે જ આવવાનો – આવવાનો –

કાલી [ વળગીને ]

હું પણ —

વિશ્વરથ [ સમજાવીને ]

જો, ભાઈ, તું તો તૃત્સુ મઘવન્ છે. મોટો થા, પછી મારી સાથે આવજે.

શક્તિ [ રડીને તોફાન કરી ]

ના – હમણાં જ ! – હું નથી રહેવાનો. ના – ના – તમે કહેતા હતા ને – – અં – અં – [ રડે છે ] હું નહીં રહું – હું નહીં રહું.

વિશ્વરથ [ દિવોદાસને ]

રાજન્, આ બાલકનો જીવ અત્યારે શા માટે દુભવવો ? હું ભરતગ્રામથી એને પાછો મોકલી આપું તો ?

સુદાસ્ [ દૃઢતાથી ]

કૌશિક, શક્તિ તો તૃત્સુઓમાં શ્રેષ્ઠ મઘવન્ છે – અમારું નાક છે. એને નહીં લઈ જવાય.

વિશ્વરથ

હું જાણું છું. [ નિરાધારીથી ] પણ આને હું શું સમજાવું ? શક્તિ, શક્તિ, જો યુવરાજ કહે છે તે સાંભળ. તારું ઘર અહીંઆં, આ તારાં દાદા–દાદી અહીંઆં–

શક્તિ

ના – ના. હું નહીં રહું – નહીં રહું – [ પગ ઠોકી તોફાન કરે છે ] બસ તમારી સાથે – હમણાં ને હમણાં – બસ –

દિવોદાસ [ શક્તિને સમજાવે છે ]

જો —

સુદાસ્ [ મીજાજથી ]

હું સમજાવું છું. ચાલ ! ગાંડો નહીં થા. [ શક્તિનો હાથ પકડે છે ] તારાથી પારકા જોડે ન જવાય. [ જોરથી વિશ્વરથ પાસેથી ખેંચી લે છે ] લઈ જાઓ પેલી નકટીને, ઈચ્છા હોય તો !

વિશ્વરથ [ હોઠ પીસી, સ્વાસ્થ્ય સાચવી ]

ના, એને શક્તિ જોડે જ રાખો.

કાલી [ શક્તિને વળગે છે ]

શક્તિ – શક્તિ – [ બંને છોકરાં તોફાન કરે છે ]

શક્તિ [ રડતો ]

નથી રહેવું – નથી રહેવું – બસ નથી રહેવું.

[ સુદાસના હાથમાં ઉછળે છે, બુમો પાડે છે, ને સુદાસને કરડવા જાય છે. ]

સુદાસ્ [ શક્તિને છોડી દઈ ]

અરે તારું કાળું થાય –

શક્તિ [ છુટીને ]

કૌશિક ! લઈ જાઓ – [ વિશ્વરથને વળગે છે ] હું તો જઈશ –

સુદાસ્

[ દોડીને શક્તિનું ચોચોટીયું પકડે છે ]

– હીણભાગી ! મરવાનો થયો છે. [ મારવા લાગે છે ]

ગૌતમ મઘવન્ [ વચ્ચે પડીને ]

– યુવરાજ ! શું કરો છો ? —

વિશ્વરથ

સુદાસ્ ! ખબરદાર —

[ વચ્ચે આવી, શક્તિને બચાવે છે. એની આંખમાંથી તણખા ખરે છે. અડધી પલ બધા પાછા હઠે છે. સુદાસ્ અસિપર હાથ મુકે છે. સેનાપતિ પ્રતર્દન ઉતાવળો હાથમાં રાજ્યદંડ લઈને આવે છે. ]

સેનાપતિ પ્રતર્દન

ભરતશ્રેષ્ઠ ! લો આપનો રાજ્યદંડ. બધા તૈયાર છે, આપની [ રાજ્યદંડ વિશ્વરથને આપે છે ] વાટ જુએ છે.

સુદાસ્ [ ધમકીથી ]

વિશ્વરથ ! પેલા છોકરાને મુકી દે —

સેનાપતિ પ્રતર્દન [ ચકિત થઈને ]

શું છે ?

વિશ્વરથ [ ઉગ્રતા કાબુમાં રાખીને ]

સુદાસ્ ! તને ખુશ રાખવા હું મુંગે મોંઢે તૃત્સુગ્રામ છોડું છું, તૃત્સુઓ છોડું છું. પણ જોરજુલમે તું મારી પાસે કૈં નહીં કરાવે, હાં.

સુદાસ્ [ પાછો હઠીને ]

લઈ જા ત્યારે, મગદુર હોય તો ! પછી હું છું અને તું છે.

ગૌતમ મઘવન્

વિશ્વામિત્ર ! તમે બોલશો નહીં, નકામું વેર વધશે.

રોહિણી [ કરગરીને ]

વિશ્વરથ ! જીદ જવાદો.

વિશ્વરથ [ સ્વાસ્થ્ય મેળવી, શક્તિને ]

મારા પુત્રક ! હું તને નથી લઈ જઈ શકતો. ના — ના . . . વત્સ, રડ નહીં . . . હીંમત રાખ. [ ભેટે છે, ને આંસુ લુછે છે ] જો હું પાછો આવીશ . . . પાછો આવીશ . . .

[ શક્તિ રડે છે. વિશ્વરથની આંખમાં આંસુ આવે છે ]

શક્તિ ને કાક્ષી [ રડતાં ]

ના – ના – ના – ના.

વિશ્વરથ [ તેને વહાલ કરી ]

પુત્રક ! – પુત્રક !

[ તેનો અવાજ રૂંધાય છે. તે બંને છોકરાંને ભેટીને ઉભો છે. ઘોષામા, વૃદ્ધ, સ્થૂલ, ને ગૌરવાન્વિત આવે છે. ]

ઘોષામા [ આવતાં આવતાં ]

વત્સ ! હવે ચાલ. અમુરું થાય છે, હોં.

વિશ્વરથ [ આક્રંદ કરીને ]

હું કેમ ચાલું ? મા – મા ! પગ ઉપડતો નથી. દેવ ! [ વ્યોમ તરફ જોઈને પ્રાર્થે છે ] દેવાધિદેવ ! મારાથી નથી જવાતું. અંધકારમાં ગુંગળાઉં છું. મને તારી તેજોમૂર્તિનાં દર્શન દે – માર્ગ બતાવ. [ ઉંચી આંખો કરી, બેભાન જેવો જોયા કરે છે. બધાં સ્તબ્ધ બની જોયા કરે છે. પરોઢીઆનો સોનેરી પ્રકાશ વાદળને જગાવી મુકે છે. ]

દર્શન દે – દેવી.

[ લોપામુદ્રા આવે છે, સોનેરી પ્રકાશમાં એનું મોઢું સુવર્ણરંગી ભભકે છે. ]

લોપામુદ્રા [ આવતાં ]

વત્સ ! ચાલ, કેટલી વાર ?

વિશ્વરથ [ અડધો બેભાન જેવો ]

દેવ ! દેવ ! હું અહીંઆંથી ડગ નથી ભરી શકતો. [ એકદમ ભાનમાં આવીને કરગરે છે ] ભગવતી ! મારી માતા ! તમે મને કહ્યું હતું ને ? મનુ ગયા ને યયાતિ ગયા – ક્યાં છે એમના રાજ્યદંડ ?

લોપામુદ્રા [ન સમજતાં]

વત્સ, શું છે?

[પાસે આવીને વિશ્વરથને ખભે હાથ મુકે છે]

વિશ્વરથ

[પ્રેરણાથી તેજસ્વી મોં ઉંચું કરીને]

મનુ યયાતિના રાજ્યદંડ કાળક્રમે ગયા, તો મારો સ્વેચ્છાએ કેમ ન જવા દઉં? [રાજ્યદંડ ફેંકી દે છે] ભગવતી! [લોપામુદ્રાને વીનવીને] રાજ્યદંડ તો શૃંખલા છે [દંડ તરફ જોઈ રહે છે] જનપતિની, ને જનપદ બંનેની. મારે નહીં જોઈએ.

[લોપામુદ્રા આગળ ઘુંટણીએ પડી હાથ જોડી કરગરે છે]

ભગવતી, તમે મને વિશ્વામિત્ર કહ્યો હતો તો મને વિશ્વામિત્ર—આ બધાનો મિત્ર થવા દો . . . વિદ્યા ને તપ જ મારી રાજ્યલક્ષ્મી . .

[બેભાન થઈ પડે છે. લોપામુદ્રા એને ઉંચકી લે છે.]

પડદો પડે છે

# અંક ચોથો

## પ્રવેશ પહેલો

[ **સમય :** પાંચ દહાડા પછી. **સ્થલ :** ઋક્ષના ઘરનો નાનો અને ગંદો વાડો. એક તરફ છાણાનો ઢગલો છે, બીજી તરફ બે ગાય બાંધી છે અને ઝાડ નીચે એક નાની ઝુંપડી છે. ઝુંપડીના છાપરાપર, ઝાડ નીચે લપાઈને સુરા બેઠી છે. ઝુંપડી આગળ એક ઘંટી છે.

વાડાનું બારણું ઉઘાડી જયંત તૃત્સુ આવે છે અને ઋક્ષને કેમે કરી અંદર લાવે છે. ઋક્ષ નશામાં છે ને હાંફતો હાંફતો ચાલે છે. ]

**ઋક્ષ** [ ઠોકર ખાતાં ]

આ મારું જ ઘર છે? તને ખાત્રી છે? ખાત્રી છે, નહિ?

**જયંત તૃત્સુ** [ નશામાં ઘેલા જેવું હસીને ]

તને ખાત્રી નથી?

**ઋક્ષ** [ હસીને ]

મને ખાત્રી હોય કે ન હોય તેમાં તારે શું? તને ખાત્રી થવી જોઈએ. ખાત્રી છે?

**જયંત તૃત્સુ** [ આચકીયું ખાઈને ]

મને ખાત્રી છે કે તને એવી ખાત્રી છે કે મને જો ખાત્રી હોય કે ન હોય —

ઋક્ષ

પણ ખાત્રી હોય કે ન હોય—

મૃગા પૌરવી [ઝુંપડીમાંથી બોલતાં]

આવ્યો નામબોળુ! – પાપી – રખડુ – કુલાંગાર!

[ઋક્ષ આંખ પહોળી કરે છે અને કપાળ પર હાથ ઠોકે છે. એનો નશો જરાક ઉતરે છે ને બીતો બીતો તે ચારે તરફ જુએ છે.]

ઋક્ષ [ધીમેથી]

જયંત! જા! ભાગી જા. મારી ખાત્રી થઈ ગઈ. આ મારું જ ઘર છે. મારી મા શીવાય તૃત્સુગ્રામમાં બીજું કોણ આટલી ઝપાટા-બંધ આવી ગાળ દઈ શકે?

[મૃગા પૌરવી બહાર આવે છે. તે સાઠ વર્ષની પડછંદ ને ભયંકર સ્ત્રી છે. તેના હાથમાં, એક માટીના વાસણમાં, એઠવાડ છે.]

મૃગા પૌરવી [તીણે અવાજે]

સાથે મુઉ કોણ આવ્યું છે? [જયંત નાસી જાય છે] કોણ જાણે કેવીએક માઓના જણ્યા અહીંઆં આવે છે – મારા દીકરાને બગાડવા? ને તું! [આવીને ઋક્ષનો કાન પકડે છે] દુષ્ટ, રખડુ, અધમ, જાડીઆ–

ઋક્ષ [ધીમેથી]

ઓ–ઓ–આંઆ! જાણતી નથી? હું ભગવાન અગસ્ત્યનો શિષ્ય ને ઋષિ ઋક્ષ છું. તને [મુક્કી ઉગામે છે] દેવો તને – તને...

[હસે છે ને બેસી જાય છે. મૃગા ગુસ્સામાં એઠવાડ ઋક્ષના શરીરપર નાખે છે]

સુરા [છાપરા પરથી]

મી...આં...ઉં...

[મૃગા છંછેડાઈને છાપરા તરફ જુએ છે]

મૂગા પૌરવી

ઉભી રહે, બીલાડી ! તારી વલે કરું છું. [ ઋક્ષને ] ને તું ભગવાન્ અગસ્ત્યનો શિષ્ય ! તારાં મોઢાં જ કહે છે, કુલાંગાર ! ન ભણ્યો – ન ગણ્યો – ને હવે આખા ગામમાં કટકટ થાય છે ! ને એ બધું મોઈ મારે સાંભળવાનું ! પેલા નકટાઓનો ગુરુ – ઋષિ ઋક્ષ ! તું મારી કુખે ક્યાંથી પાક્યો ? [ મારે છે ]

ઋક્ષ [ રોવતાં ]

હે અંબા ! એ વાત તદ્દન ગલત છે. પણ હું – કૌશિકનો પ્રિય મિત્ર છું. ખબરદાર મારા પ્રિય શિષ્યોને વગોવ્યા છે તો !

મૂગા પૌરવી

કૌશિકનો મિત્ર ? એ તો નાસીને પેલે ગોવંત પર્વત પર ભરાઈ બેઠો છે.

ઋક્ષ

– અને તારા જેવી મા નથી તોય ! પણ હે અંબાઓમાં શ્રેષ્ટ, ત્યારે તું એમ કહેવા માગે છે કે મારા મિત્રે તને પુછ્યા વિના દેવો પણ આરાધવા નહીં ? હે અંબાઓમાં કર્કશા !—

મૂગા પૌરવી [ ગુસ્સે થઈ મારવા જાય છે ]

– મને ગાળ દે છે ! મુઆ, પાપી ! નવ નવ મહીના તારો પથ્થર જેવો ભાર વહ્યો ને —

ઋક્ષ

અરે ! અરે ! મારા શિષ્યો શું કહેશે ? [ અન્તર્યામીના રોજથી ] સપ્તસિંધુમાં પૂજ્ય એવા ઋષિ ઋક્ષની આ શી અવદશા ? દેવ ! દેવ ! શું જોઈ રહ્યા છો ? તમારું વજ્ર ક્યાં ગયું ? અરે સુરા ! સુરા ! તું પણ ક્યાં મરી ગઈ ? વારે ધા.

સુરા [ છાપરા પરથી ]

મી...આં...ઉં...અહીંઆં છું. જીવું છું – ઉપર બેઠી છું ત્યાંસુધી. મીઆંઉં.

[ મૃગા પથ્થર લઈ સુરાને મારે છે. તે ચુકાવે છે. ]

ઋક્ષ

હા – હા – હા ! તું પણ અંબાના સપાટામાં આવી ખરી. હા – હા. [ ખડખડ હસે છે ]

મૃગા [ અકળાઈને ]

હસે છે ? હસે છે ? [ પોતાનો હાથ દાબીને ] મારીમારીને મારો હાથ દુઃખ્યો.

ઋક્ષ

તો, હે અમ્બા ! હવે દેવ જેવા તારા પુત્રને મારવાનું તું કાલપર રાખ.

મૃગા

મેં તને ક્યાં જન્મ આપ્યો —

ઋક્ષ

— એ આશ્ચર્ય દર્શાવતાં તો પચ્ચીશ વર્ષ થયાં. પણ એ ન મટ્યો તે ન જ મટ્યો; ને હવે મટવાનો નહીં.

મૃગા

લોક તારાપર થું કે, તારો પેલો મિત્ર પર્વતપર ભરાઈ બેસે, તું રઝળ્યા કરે – દિનરાત બધી સુરા પીએ – ને પેલી નકટીને ભરોસે મને મૂકી જાય ! [ માથું કુટીને ] હું મોઈ મરી ગઈ કેમ નહિં ? [ ધ્રુસ્કાં ખાય છે ] ઓ – ઓ –

ઋક્ષ [ ઠંડે પેટે ]

હે અંબા ! તું મોઈ હોય તો ફરીથી મરે નહીં; ને હવે મરવાની હોય તો મોઈ કહેવાય નહીં. ને [ ક્રોધનો ડોળ કરી ] કેમ – રે સુરા ! મારી માને દુઃખ દે છે ?

મૃગા

જેના ઘરમાં નકટી હોય છે તે સુખે સુએ છે, ને આ નકટી તો મારો જીવ લે છે. ઉતર! [સુરા હસે છે] જો તો ખરો! કેવી બીલાડી જેવી ચઢી છે! આખો દહાડો ખી – ખી – ખી કરે છે.

સુરા [ઉપરથી]

મીઆંઉં.

મૃગા

દુષ્ટ, નકટી, બીલાડી! તું ઉતર તો ખરી – તારાં હાડકાં ભાંગી નાખું – ને [ઋક્ષને] રખડુ! લોક કહે છે કે તું આ બીલાડીને આર્યા કરવાનો છે. એવું કૈં કર્યું છે તો હું તારો જીવ લઈશ. સાંભળે છે કે?

ઋક્ષ

એ તો આર્યા થઈ ગઈ છે – ક્યારની.

મૃગા

શું બકે છે? હવે સમજી. તેમાં જ ગૌરીની મા કહેતી હતી કે તારી જોડે એની છોકરી નહીં પરણાવે. ગૌરી જેવી સોનાની પુતળી તારા કપાળમાં કોણ ડામે? 31025

ઋક્ષ

અંબા! આ અનુભવો પછી મને એ ડામનો જરાય મોહ નથી રહ્યો. નહીં પરણાવે તો ભોગ એના! ઋષિ ઋક્ષ જેવો જમાઈ ખોશે. મને જરાય પરવા નથી. જે મારા પગ ધુએ નહિં તે મારે મન મરી ગએલી સમજવી.

મૃગા

પિતૃઓને તારવાની તને પરવા ક્યાંથી જ હોય? તું તો પિતૃઓ પર પૂળો મૂકવાનો.

ઋક્ષ

મા! તું ગભરા નહીં. વિશ્વરથે ઉગ્રાને પત્ની બનાવી —

સુરા [ ઉપરથી ]

મીઆંઉં. હું નહોતી કહેતી કે હું તમારા છોકરાની પત્ની થવાની છું ? મીં – આં – ઉં...

મૃગા [ ક્રોધથી કાંપતાં ]

થાય શું ? મારી નાખું – બન્નેને.

ઋક્ષ

પણ અંબા ! સુરા તો ઉગ્રાની માસી, શમ્બરની મહિષીની બ્હેન થાય. તારી સો ગૌરીઓ એની આગળ પાણી ભરે છે.

મૃગા [ છેડા વાળતે રાગે ]

હાય ! હાય ! મુઆ, તું શું કરવા બેઠો છે ? પેલો કૌશિક હતો ત્યાં સુધી તો તેની ઓથ હતી. હવે તો તું કુતરાને મોતે મરવાનો થયો છે.

ઋક્ષ

અંબા ! ગાંડું ગાંડું નહીં બોલ —

મૃગા [ હાથ ઉગામીને ]

ડાહ્યો ન જોયો હોય તો —

ઋક્ષ

સુરા ! હું ગાંડો છું ?

સુરા [ ઉપરથી ]

કોણ કહે છે ? ખોટી વાત. મીઆંઉં.

ઋક્ષ

જો હું નહોતો કહેતો ? આખા તૃત્સુગ્રામમાં, અંબા, તું જ એકલી મને ગાંડો કહે છે, ને આમ ને આમ મને વગોવે છે.

મૃગા

આમ હા, હા, કહીને જ આ નકટી તને ગાંડો બનાવે છે.

ઋક્ષ

હે અમ્મા ! હા કહેનારી પત્ની, ના કહેનારી હજાર માતાઓથી વધારે કીમતી છે. હા – હા.

મૃગા [ ફરીથી મારે છે ]

મુઆ, તું મને પણ ગાંડી બનાવવા બેઠો છે ! જો આ નટડીનું પાણિગ્રહણ કરશે તો હું સરસ્વતીમાં બુડી મરીશ.

ઋક્ષ

તો, હે અમ્મા, હું તને વિધિપૂર્વક પિંડદાન દઈશ.

મૃગા

કોઈ પણ રસ્તે મને મારવી છે. લે માર – માર ! [ રડી દે છે ]

[ ડુસ્કા ભરીને ઝુંપડીમાં ચાલી જાય છે ]

સુરા

ઋક્ષ ! જો, એ ગઈ કે ?

ઋક્ષ

પાછો મને ઋક્ષ કહ્યો ? ભગવાન કહે – આર્યશ્રેષ્ઠ કહે. બીજું કે કહેવાનું નથી ?

સુરા [ ઉપરથી આંખો નચાવી ]

ઋક્ષ ! તું કહેશે તો ભગવાન કહીશ. – કહેશે તો બીઆંઈ કહીશ.

ઋક્ષ

તું નહિ – તમે —

સુરા

હા – હા – તમે. પણ તું જો તો ખરો —

ઋક્ષ

નીચે ઉતર —

સુરા [ બીતી બીતી ]

ગઈ કે ?

ઋક્ષ

હા. ઉતર. [ સુરા છાપરા પરથી ભૂસકો મારે છે ] ક્યારની ઉપર બેસી રહી છે ?

સુરા

સવારની. શું કરું ?

[ પાસે પડેલો ઘડો લાવી ઋક્ષને દીલેથી એઠવાડ સાફ કરવા માંડે છે. ]

ઋક્ષ

જો, સુરા, તું છાપરા પર ચઢી બેસે છે એ મને જરાય નથી ગમતું. હજુ સુધી કોઈ ઋષિપત્ની છાપરે ચઢી બેસતી હોય એવું મેં જોયું કે જાણ્યું નથી.

સુરા

પણ ઋષિપત્નીઓને આવી અમ્બા મળે તોય નહીં બેસે? હું છાપરે જઈ ન બેસું તો મને અમ્બા મારી જ નાખે. [ ઋક્ષને સાફ કર્યે જાય છે ]

ઋક્ષ

પાછળથી સાફ કર. અરે ! પણ પાછી છાપરે ચઢીને મીંઆંઉં શા માટે બોલે છે ?

સુરા

પણ ઋષિપત્નીને કોઈ બીલાડી કહે તો એ શું કરે ? [ ઋક્ષનું માથું સાફ કરતાં ] સખણા બેસોની. માથું કેટલું ધુણાવો છો ?

ઋક્ષ [ નીસાસો નાખી ]

સુરા ! વસમા દહાડા આવ્યા છે. મને કોઈ સુરાની ચમસ,પણ ઉધાર નથી આપતું. સુરા ! શું કરીએ ?

સુરા [ હાથ ધોઈ, સામુ આવીને ]

તારો જ વાંક છે.

ઋક્ષ [ નાક પર આંગળી રાખી ]

પાછી બોલી —

સુરા

ભુલી, – તમારો. કૌશિકને તમે જ જવા દીધા.

ઋક્ષ

એ તો પેલા ચીબાવલા સુદાસે કાઢી મુકયા. તેમાં તો અત્યારે અમે બધાએ એને એવો ચીઢવ્યો.

સુરા [ ગંભીર થઈ ]

કૌશિક નહીં આવે તો આપણે મરી ગયા.

ઋક્ષ

ખરી વાત છે. સુરા! એ જ કૌશિક હતો ત્યારે ઋક્ષઋષિ પાદવંદ્ય હતા. અત્યારે એ જાણે રખડતું રોડું હોઉં તેમ બધા ઠોકરે ચઢાવે છે, ને ઋક્ષ તેનો તે જ સમય, બળવાન છે, શું કરીએ?

સુરા

કૌશિક પાછા નહીં આવે તો અમને બધાને મારી નાખશે.

ઋક્ષ

ભગવતી છે ને. ને વસિષ્ટ તો ચાલી ગયા.

સુરા

પણ અમને આર્ય કોઈ નહીં કરે ને. ઋક્ષ, પછી મને તમે પત્ની કેમ કરશે – શો? અમ્બા મને વેચી દેશે ... [ દયામણી થઇ ] હું મરી જઈશ. [ આંસુ લુછે છે ]

ઋક્ષ

રડ નહીં – રડ નહીં...સુરા! [ સુરા ધ્રુસકાં ખાય છે ] સુરડી... તું રડે છે ને મારો જીવ ગુંગળાય છે. હું શું કરું? [ સુરાને ભેટે છે ]

સુરા [ ધ્રુસકાં ખાતાં ]

મને વેચી દેશે...કામ કરી – કરી હું મરી જઈશ. ને ઘરડી થઈશ ત્યારે...ઓ – ઓ – [ ગુંગળાઇ જાય છે ]

ઋક્ષ

પણ હું છું ને?

સુરા

તમને પણ બધા મારી નાખશે.

ઋક્ષ [ ગુંચવાઈને ]

પણ ત્યારે શું? છાપરા પર ચઢીજતાં આવડે છે, ને આનો રસ્તો નથી આવડતો?

સુરા

કૌશિક નહીં આવે તો અમે નક્કી કર્યું છેઃ અમે મરી જઈશું.

ઋક્ષ

અમે કોણ?

સુરા

અમે પાંચ ઉગ્રાબાની સગીઓ છીએ. બપોરે નદી પર બધી હતી. જો કૌશિક નહીં આવે તો અમારે ગાય ગધેડાની માફક વેચાવું નથી. અમે બુડી મરશું. ઉગ્રાબા ગઈ, ત્યાં અમે.

ઋક્ષ [ અધીરો થઈને

પછી? પણ પછી હું શું કરીશ? કૈં રસ્તો કાઢની!

સુરા

એક રસ્તો છે. પણ તમારામાં હીંમત ક્યાં છે?

ઋક્ષ

તું પણ એવું કહે છે? શો રસ્તો છે?

સુરા

ચાલો, આપણે ગોવંત પર્વત જઈએ. ત્યાં જઈ લાંઘણે બેસીએ. કૌશિકને કહીએ કે, નહીં આવો તો અમે તમારા પગ આગળ મરી જઈએ.

ઋક્ષ [ બીઈને ]

તે નહીં આવે તો! એ તો બહુ જીદ્દી છે. આપણે મરવું? એમ?

સુરા

હું તો મરી જઈશ.

ઋક્ષ

પણ હું......

સુરા

કાશિક નહીં આવે તો તમને અહીંઆં કોઈ સુંઘવાનું પણ નથી. ને આવશે તો ઋક્ષ ઋષિને ઘેર શી ખોટ રહેવાની છે?

ઋક્ષ

પણ તું તો પગ આગળ મરવાની વાત કરે છે. અરે, હા. અત્યારે રોહિણી ને વૃક પણ જવાનાં છે.

સુરા

કેમ?

ઋક્ષ

મૈત્રાવારુણી કહે છે કે કૌશિક નહીં આવે તો મારે અહીંઆં નથી રહેવું. [ વિચાર આવ્યાથી ] હો – હો – હો – સુરા! તારી વાત

તદ્દન ખરી છે. કોણ કહે છે કે તને દેવોએ આર્યા નથી બનાવી? આપણે જઈશું ને પગ આગળ પડીશું એટલે આવશે. રોહિણી પણ ગયાં છે. હા – હા. આપણને મરવા નહીં દે. ચાલ હમણાં જ. પછી મોડું થઈ જશે. [ વિચાર કરીને ] પણ – પણ રાતે કોઈ ખાઈ જશે તો?

સુરા

ગભરાઓ છો શું? મારી આંખ બીલાડીથી સરસ છે.

ઋક્ષ [ ખુશ થઈ જાય છે ]

સુરા! સુરા! તું ખરેખર મારી પત્ની થવા જ સરજાઈ છે. [ ફરીથી ભેટે છે ] ચાલ.

સુરા [ આંખો નચાવી ]

પણ અમ્મા મારે ત્યારે હું છાપરા પર ચઢી જાઉં, હોં!

ઋક્ષ

વારુ, – વારુ, ચઢી જજે. પછી કૈં છે.

સુરા

— ને મને બીલાડી કહે તો મીંઆઉં પણ કરું —

ઋક્ષ

વારુ કરજે – પણ બીલાડી કહે તો, નહીં તો નહીં.

સુરા

હા, તે કબુલ છે. [ બન્ને જાય છે ]

[ પડદો પડે છે ]

# પ્રવેશ બીજો

[ **સમય:** બીજા દિવસનું બ્રાહ્મમુહૂર્ત. **સ્થલ:** ગોવંત પર્વતના એક શૃંગ-પર એક ઝાડ નીચે વિશ્વરથ, અપવાસ ને ઉજાગરાથી અશક્ત છે. તે જેમ તેમ કરી હાથ ટેકવી બેસે છે. તેના અવાજમાં વેદનાનો કંપ સંભળાયા જ કરે છે. આકાશમાં તારાઓ ઝગમગે છે. સામે સપ્તર્ષિઓ, હીરે મઢ્યા મહાઋક્ષસમા ભવ્ય, ઉત્તર દિશાની આડે લટક્યા છે. ]

### વિશ્વરથ

ક્યાં સુધી ? પાંચ વાર વ્યોમમાર્ગે આવ્યા ને ગયા ! પાંચ વાર, સપ્તર્ષિઓ, આપે દર્શન દીધાં ! હવે તો અન્ન ને ઉંઘ વિના મારું માથું ભમે છે. આવ્હાહન કરી કરીને મારો અવાજ બેઠો છે. [ હાથ જોડી કરગરતાં ] ભરતશ્રેષ્ટ કુશિક ! યયાતિ ને મનુ ! પિતૃદેવો ! રાજા વરુણ ! પંખીઓને પંથ બતાવો છો ને મને નહીં ? મેં શા પાપ કર્યાં છે ? [ નીચું માથું કરીને ] હું શું કરું ? ભરતોનો રાજ્યદંડ છોડી દઉં ? મહર્ષિઓને પગલે ચાલું ? મુનીઓને માર્ગે વનમાં વિચરું ? [ વિચાર કરતાં ] ને રોહિણીનું, ઘોપામાનું, ભરતો ને તૃત્સુઓનું શું ? ને મારી સામું દીન વદને જોઈ રહેલા દસ્યુસમૂહનું શું ? [ એનો ઘાંટો બેસી જાય છે. થાકીને, કરગરતાં ] પિતૃઓ ! પિતૃઓ ! તમને પણ તમારા પુત્રની દયા નથી આવતી ? આજ્ઞા કરો.

[ તે ઝોકાં ખાય છે ને તેનું માથું ભોંય પર પડે છે. હવે પછી એ બોલે છે ત્યારે એની આંખોમાં ઘેન અને આશ્ચર્ય જણાય છે. એની આખી રીતમાં, ઉંઘમાં બોલનાર ચાલનારની અપરિચિત કૃત્રિમતા રહેલી દેખાય છે. તે અડધો બેઠો થાય છે, ઉંચું જુએ છે, ને ચારે તરફ નજર નાખે છે. એનું વર્તન સ્વપ્ન અને દિવ્ય દર્શન બન્નેની ભેગી અસર દર્શાવે છે. ]

કોણ છે ?

[ એ સૂતો છે તેનાથી દૂર – થોડે દૂર એક વર્તુળ થાય છે અને તેમાં લોપામુદ્રા અદ્ધર ઉભી રહે છે. તેની આંખો વિશ્વરથને ભાવથી જોઈ રહી છે. વિશ્વરથ પૂજ્યભાવે પણ ફાટે ડોળે જોઈ રહે છે. ]

લોપામુદ્રા

હું – હું ! કવિઓની[૧] સુમેધા...વરપ્રદા...તેમણે સર્જેલાં દિવ્ય રુપોની દિવ્યતા......

વિશ્વરથ [ હાથ જોડી ]

માતા ! ઉષાના અવતાર ! સૃષ્ટિની પરમ સૌન્દર્યમયી ચેતના ! માર્ગ બતાવોને !

લોપામુદ્રા

માર્ગ જડે છે, પણ જે પૃથિવીનાં રહસ્યો માત્ર જાણે છે તેને – દ્યાવાપૃથિવીને ચલાવનાર નૃચક્ષુસોને[૨] —

વિશ્વરથ

મારી વિડંબના કરો છો......

લોપામુદ્રા

જો – હું બતાવીશ......

વિશ્વરથ

બતાવો – બતાવો. [ લોપામુદ્રા અદ્ધર ઉંચે જાય છે ને અદૃશ્ય થાય છે. વિશ્વરથ ઉંઘમાં હોય તેમ ઢળે છે. થોડીવારે તેજનું વર્તુળ ફરી

૧ મંત્રદૃષ્ટા ઋષિઓ. ૨ સર્વદર્શી ઋષિઓ.

ચાય છે. તે ઝબકીને આંખ ઉઘાડે છે, કાંપે છે, ને ભયવ્યાકુળ જોઈ રહે છે. વર્તુળમાં કુશિક, વૃદ્ધ, પ્રચંડ, મૃગચર્મમાં સજ્જ, ખભે તીર ને ભાથા સહિત આવે છે. ]

કુશિક

વત્સ ! મારા વંશજોના શિરોમણિ !

[ તે વિશ્વરથના માથા સુધી ઉતરે છે. પછી જરા ઉપર જઈ અદ્ધર ઉભો રહે છે. ]

વિશ્વરથ                    [ ચમકીને ]

કોણ ? કોણ ? ઓ...[ આંખે હાથ ફેરવતાં ] કોણ પિતામહ કુશિક ?

કુશિક

સહસ્ર સંતાનોનો હું પિતા, આજે હું પિતૃલોકમાં બેઠો બેઠો તને જોઈ પ્રસન્ન છું.

વિશ્વરથ        [ કરગરી માથું નમાવીને ]

કહો ! કહો ! ભરતોત્તમ ! હું અંધ છું: મને દોરીને લઈ જાઓ.

કુશિક

સિંધુને તીરે, હું સંતાનોને સમૃદ્ધ કરતો હતો ત્યારે, એક હતો મારા હૈયાનો અભિલાષ...અનેક શત ગ્રામોમાં ભરતોને વસાવતો, ધરા કંપાવતો, હું ગર્જતો ત્યારે – એક જ હતો મારા હૈયાનો અભિલાષ...

વિશ્વરથ

શો ? શો ?

કુશિક

એક પુત્ર —

વિશ્વરથ

હઝાર હતા !

કુશિક

એક પુત્ર...જે ભરતોને ધરાનો ધણી કરે...જે ભરતોના રથની રેણુથી સૂર્યને છાઈ દે.

વિશ્વરથ

ભરતોના પ્રતાપથી આજે સપ્તસિંધુ ગાજે છે.

કુશિક

એક પુત્ર...જે...ભરતોનો પિતા. એક પુત્ર...જે ભારતનો વિશ્વકર્મા......તું છે – તે......

[ કુશિકનું વર્તુળ દૂર જાય છે ]

વિશ્વરથ

હું... ? મારામાં એ શક્તિ નથી. ભરતશ્રેષ્ઠ ! એ...[ વર્તુળ અદૃષ્ટ થાય છે. ને એક પળમાં ઝબકી, તે આંખો ચોળતો તે બેઠો થાય છે. ઉઘડા બોલે છે. ] પિતામહ કુશિકે શું કહ્યું ? હું પિતૃભક્તિ વિહિન છું ? ના – ના – એક ભરત રહેશે ત્યાંસુધી પિતૃઓ તર્પણતરસ્યા નહીં રહે. [ ઝોકો ખાય છે ] એમના કહ્યાનો અર્થ શો ? રાજ્યદંડ લીધા વગર પિતૃતૃપ્તિ નહીં થાય ?...પિતૃઓ ! સ્પષ્ટ કહોની !

[ તે ઉંઘમાં માથું નાખી દે છે. એના માથા આગળ વર્તુળ થાય છે. વર્તુળમાં ચક્રવર્તી યયાતિ, સુવર્ણ કવચ ને ટોપમાં સજ્જ, હાથમાં ચળકતો ભાલો લઈ આવે છે. એના મુખપર મહત્વાકાંક્ષા છે. ]

યયાતિ

પુત્રક ! જા ! મારું અધુરું મુકયું પુરું કર !

વિશ્વરથ [ હાથ જોડીને ]

કોણ ? પુણ્યસ્મરણ યયાતિ ! ચક્રવર્તિઓમાં શ્રેષ્ટ !

યયાતિ

મારું અધુરું મુકયું પુરું કર !

વિશ્વરથ

આપનું અધુરું મુકયું ! આપને પાદસ્પર્શે પૃથ્વી મનુજોની થઈ, દાનવો મનુષ્યાધીન થયા. સપ્તસિંધુ છોડી વૃત્ર પણ ગિરિગવ્હરોમાં જઈ ભરાયો. હવે શું અધુરું રહ્યું ?

[ યયાતિ ખેદથી જોયા કરે છે ]

યયાતિ

કૌશિક ! વ્હેંતીયાં મનુષ્યોએ ડગલે ડગલે આશાભંગના કાંટા વેર્યા છે. બાહુબલના મદથી મારું હૈયું ઉછળતું; સુવર્ણકવચમાં સજ્જ હું સ્વર્ગોનાં શૃંગો ઉલ્લંઘતો આગળ વધ્યો – પણ હાર્યો : સ્વર્ગેથી પડયો : ધુળમાં રોળાયો : મારો રાજ્યદંડ ભાંગી ગયો.

વિશ્વરથ [ નિરાશાથી ]

તો આર્યોમાં શ્રેષ્ઠ ! મારાથી એ નથી સંધાવાનો.

યયાતિ

વિનાશ ને વિભૂતિ વચ્ચે આડો પડયો છે, એ એક માત્ર રાજ્યદંડ.

વિશ્વરથ

કરગરતા માનવસમૂહોને કચરી નાખવાનું મારામાં જોર નથી.

યયાતિ [ છેક ખિન્ન થઈ જાય છે ]

કવિ ઉશનસે[1] ઘડયો મારો રાજ્યદંડ – વાગ્પતિએ[2] ઘડયું ઈંદ્રનું વજ્ર...બંને કોણ લેશે ? મારું અધુરું મુકયું કોણ પુરું કરશે ?

[ અદૃષ્ટ થાય છે. વિશ્વરથ ભોંયપર માથું નાખે છે ને પાછો ઝબકીને જાગે છે. ]

---

૧ શુક્રાચાર્ય  ૨ બૃહસ્પતિ

**વિશ્વરથ**

મેં શું સાંભળ્યું ? પિતૃઓ, શું બોલો છો ? માર્ગ બતાવો છો કે ભુલભુલામણીમાં ભમાવો છો ? રાજ્યદંડ છોડી વિભૂતિઓનો વિનાશ થવા દઉં ? [ આક્રંદ કરી ] નથી સમજાતું કૈં......મને મરવા દો – મરવા દો ! યમરાજ ! યમરાજ ! મારા પાશ છેદો !

[ પાછો ઉંધી જાય છે. વર્તુળ થાય છે ને તેમાં એક પછી એક મહાપુરુષો આવે છે. વિશ્વરથ ગુંગળાતો, ફાટે ડોળે જુએ છે. ]

**કવિ ઉશનસ**

ગાથીનોની દિવ્યવિદ્યાના ધણી ! દ્યાવાપૃથિવીના સંયોગસમો પરમ આનંદ ચારુચિત્રદર્શી કવિ શીવાય કોણ ભોગવશે ?

[ અદૃષ્ટ થાય છે ]

**અગસ્ત્ય**

[ વર્તુળમાં અસ્પષ્ટ રીતે આવીને ]

વત્સ ! મારી વિદ્યાની અભિવૃદ્ધિ કોણ કરશે ?

[ અદૃષ્ટ થાય છે ]

**ગાધી** [ વર્તુળમાં અસ્પષ્ટ ]

પુત્ર ! મારા કુલને પિંડ કોણ દેશે ?

[ અદૃષ્ટ થાય છે ]

**રોહિણી** [ વર્તુળમાં કરગરતી ]

...ને હું......

[ અદૃષ્ટ થાય છે ]

**જમદગ્નિ** [ વર્તુળમાં પ્રાર્થના કરતો ]

મામા...વિશ્વરથ...

[ અદૃષ્ટ થાય છે ]

**લોપામુદ્રા** [ વર્તુળમાં ]

હિંમત હારે તે મારો નહીં. ઉઠ, હામ ધર – દ્યાવાપૃથિવી વેધસને[1] ચરણે પડ્યાં છે.

[ અદૃષ્ટ થાય છે ]

**સંતાનો** [ વર્તુળમાં ]

પિતા......! પિતા.........

[ અદૃષ્ટ થાય છે. વિશ્વરથ આંખો ચોળતો બેઠો થાય છે. ]

**વિશ્વરથ**

આ શું? મારું હૈયું કહ્યું નથી કરતું. પિતૃઓ !...દેવો !...... મને ગાંડો કરી મુકવો છે?

[ ઝોકું ખાય છે ને પાછો સુઈ જાય છે. વર્તુળ થાય છે તેમાં મનુ આવે છે. પાછળ એક નૌકામાંથી ઉતરી આવતો એક આર્યસમૂહ દેખાય છે. ]

**મનુ**

ઠારતાં હિમ ને ઉછળતાં જળ – પશુત્રાડે ગર્જતાં ગિરિ ને વનમાં થઈ એકવાર હું આર્યોને સપ્તસિંધુમાં લાવ્યો : દુસ્તરમાંથી તારીને. કૌશિક! મારા વત્સ !

**વિશ્વરથ**

મનુકુલના સર્જનહાર......

[ અદૃષ્ટ થાય છે. વિશ્વરથ ઝબકીને જાગે છે ]

**મનુ**

લઈ જા – લઈ જા – તારા સ્વજનોને – ભાવિની વિકટ દુસ્તરતાની પાર – બંધનમાંથી મુક્તિમાં – અંધકારમાંથી પ્રકાશમાં – મૃત્યુમાંથી જીવનમાં – જેમ લાવ્યો હતો, તેમ હું મનુ —

---

૧ સર્જનહાર

વિશ્વરથ [ આંખો ચોળીને

મનુ...મનુજ માત્રના પિતા ! [ અકળાઈને ] આ બધું હું કેમ કરું ? મારામાં શક્તિ નથી, બુદ્ધિ નથી, શ્રદ્ધા નથી.

[ વર્તુળ પાસે આવે છે; તેમાં લોપામુદ્રા દેખાય છે ]

લોપામુદ્રા

હું છું...

વિશ્વરથ

આપ તો અગસ્ત્યની ભાર્યા —

[ વર્તુળ સ્થિર થાય છે ]

લોપામુદ્રા

હું...આર્ય હૈયાની આશા...શક્તિ, બુદ્ધિ, અને શ્રદ્ધા...સર્વથી જુદી...છતાં સર્વમાં – અને સર્વ મારામાં, વરપ્રદા.

વિશ્વરથ [ હાથ જોડીને ]

આજ્ઞા કરો...પંથ બતાવો......

લોપામુદ્રા

પંથ તો બતાવે પંખીઓના પંથનો જાણકાર...ચાલ......

[ વિશ્વરથ ઉંઘમાં હોય તેમ ઉભો થાય છે. ]

વિશ્વરથ

તૈયાર છું... [ વર્તુળ આગળ ચાલે છે, પાછળ વિશ્વરથ ઉંઘમાં હોય તેમ પગલાં ભરે છે ] ભગવતી ! દેવ છે ? દ્યાવાપૃથિવીનો નાથ ? ...ઓ... [ ચમકીને વર્તુળમાં ઉભેલી લોપામુદ્રાને જુએ છે ] ભગવતી ! તમે હતાં તે નથી...આ શું ?...તમારું સુવર્ણરંગી મુખ ફીકકું થયું છે...ઓ...જાણે તમે પણ પિતૃલોકમાં સંચર્યાં...હું જોઈ નથી શકતો. [ આંખે હાથ દે છે ] ના – ના... [ કાંપે છે. વર્તુળમાં લોપામુદ્રા મોટી થઈ જાય છે. ] માનવીથી પણ વિરાટઅંગી તમે થયાં છો —'

લોપામુદ્રા

ચાલ...પિતૃલોકની પાર...

વિશ્વરથ

કેમ આવું? તમારા મુખમાંથી, સુરોનાં મુખોમાંથી નીસરતો સ્વર નીકળે છે...ભગવતી! [પગલું ભરે છે] ઓ...ઓ... [ઉભો રહી જાય છે] નથી ચાલી શકતો...મારાં ગાત્ર ગળે છે...

[લોપામુદ્રા હાથ પકડે છે. ચારે તરફ પ્રકાશ ફરી વળે છે. પ્રકાશમાં એ બે જ દેખાય છે. વિશ્વરથ આંખે આંધળા જેવો થઈ જાય છે ને હાથ જોડે છે.]

પિતૃઓ!.. હું આપને દ્વાર આવ્યો છું, પણ મારી જીવન-સીમા મેં ઉલ્લંઘી નથી... ગોત્રજોને પિંડદાન દીધા વિનાનો હું ...ક્ષમા...ક્ષમા...

[ઘુંટણીએ પડી હાથ જોડે છે. લોપામુદ્રા ચારે તરફ પ્રસરતા લીલા પ્રકાશમાં ભળી જાય છે. કરગરતે અવાજે વિશ્વરથ બોલ્યો જાય છે.]

દેવાધિદેવ! હું, અશક્ત, મરવા પડ્યો છું. તારી શક્તિમાં મને ભાગ દે—પરમ, મધ્યમ ને અંતિમ એવી સર્વ શક્તિઓમાં! અગ્નિ! મને વર્ચસ્ આપ—તેજોમય કર! અક્ષય આશ્રયના દેનાર ઇંદ્ર! મને સહસ્રધા શક્તિ દે—સકલ પુરુષત્વ જેમાં આવી જાય એવી. કવિ! દેવ! તારા ઔદાર્યને સીમા નથી. મારી બુદ્ધિને પ્રેર!

[પ્રકાશની પેલી તરફ સૂર્યનું સુવર્ણમય બિંબ ઝળકે છે. વિશ્વરથ આંખે હાથ દઈ દે છે.]

દિશાઓ

શોધ નહીં — શોધ નહીં — માર્ગ કાં પાસ તું, નરશાર્દૂલ.

વિશ્વરથ [ગૂંગળાઈને]

શું કરું?

દેવવાણી

શ્રદ્ધાહીણા, અશક્ત હે !
દેવ ને પિતૃઓ શા કામનાં તુજને ?
ત્યાગ તૃષ્ણા : સ્થિર થા : સ્થિર થા :
ઠેરવી લે – પાદ તારા ક્ષણ ઉપર :
દૃષ્ટિને વાળ તું ક્ષણ પરે :
નીરખી લે, નીરખી લે સત્ય તે ક્ષણરહસ્યનું !
હોમ કર ક્ષણ મહીં :
જીવ તું તત્ક્ષણે :
ક્ષણ તને ક્ષણ તણો માર્ગ દર્શાવશે.

[ પ્રકાશ ઝાંખો થવા માંડે છે. ચારે તરફથી મંત્રોચ્ચાર થાય છે ને વિશ્વરથ ગાંડા જેવો સાંભળ્યા કરે છે. ]

સવિતાસમા સત્ય દર્શાવતા —
ત્વષ્ટાસમા સુરૂપને પ્રસવતા —
દિવ્ય રૂપો સર્જતા – વેધસ્ સમા —
મેધાવી, કવિ, ને વિશ્વના મિત્ર !
ઋતનું શરણ શોધ :
ઋતમય તું બની રહે :
ઉઠ, તારા બળ થકી સપ્તભુવનો ભરી દે :
બળના ઈશ ! સર્વ ભુવનપર વિજય કર :
કવિ ! સત્ય ને સુરુપ બન્ને જો, ને સર્જ !

વિશ્વરથ

ઓ . . . ઓ . . !

[ બેભાન થઈ પડે છે. અંધકાર છવાય છે. ]

[ પડદો પડે છે ને તુરત ઉપડે છે. ]

## પ્રવેશ ત્રીજો

[ સ્થળ : તેજ. બેભાન વિશ્વરથ ભોંયપર પડયો છે. રોહિણી અને વૃદ્ધ આવે છે. રોહિણી વિશ્વરથને પડેલો જોઈ હાંફ્ળીફાંફ્ળી તેને તપાસે છે.]

રોહિણી [ આક્રંદ કરતાં ]

— ઓ મારા વલ્લભ! [ વિશ્વરથને તપાસતાં ] . . . વૃદ્ધ ! . . એ ગયા . . . પિતૃલોકમાં . . . મને મુકીને . . . [ રડી દે છે ] કૌશિક ! કૌશિક ! એકલા ગયા . . . તમારી રોહિણીને એકલી મુકીને જતા રહ્યા . . . કૌશિક ! પાંચ દહાડાનું સૌભાગ્ય પણ મને નહીં રહેવા દીધું ! કઠોરહ્દયી ! નવોઢા છોડી . . . [ ધ્રુસ્કાં ખાતાં ] ને સાથે તારી બાળપણની સખી પણ. એકલી નહીં છોડું, એ તારું વચન પણ વીસાર્યું. વિશ્વરથ ! મારી આશા – મારું જીવન – મારું સ્વર્ગ ! ... તું ગયો ! મારી આંખોએ અંધારી વળી છે.

[ વિશ્વરથ પર નીચું માથું નાખી રડે છે. વૃદ્ધ વિશ્વરથને તપાસે છે ને તેના હાથ પગ ઘસે છે. ]

વૃદ્ધ [ દુઃખથી ]

ગૌરાંગના દેવો ! ઉગ્ર દેવ ! મારા બાપજી . . . વારે ધાઓ.

વિશ્વરથ હાલે છે ]

વિશ્વરથ

ઓ . . . [ આંખો ઉઘાડે છે ] કોણ વૃદ્ધ ? ને રોહિણી ? [ બેઠો થાય છે ] શું થયું ? શું થયું ? રોહિણી ! રોહિણી ! [ રોહિણીને ભેટે છે ]

રોહિણી [ સહર્ષ ]

કૌશિક ! પાછા આવ્યા . . . [ ઠપકો દઈ ] મને છોડી જતા રહ્યા હતા ? . . . બધું છોડયું ને હવે મને ?

[ વિશ્વરથ તેને ફરી ભેટે છે ]

વિશ્વરથ

રોહિણી ! તું તો મારા અસ્થિમાંનાં અસ્થિની, ચર્મનાં ચર્મની, બુદ્ધિમાંથી બુદ્ધિની બનેલી છે. તને કેમ છોડું ? મારા હૈયાની શીળી છાંય, મારા એકાંતની એક પુરી સહચારિણી ! તને છોડી કયાં જાઉં ?

રોહિણી

ત્યારે મને છોડી કેમ જતા રહ્યા ?

વિશ્વરથ

દેવોની આજ્ઞા ! રોહિણી ! [ ભયત્રસ્ત માનભર ] મને પિતૃ અને દેવોએ આજ્ઞા દીધી.

રોહિણી [ ચમકીને ]

હેં . . . !

વિશ્વરથ

અહીંઆં જ, હમણાં, આવી ગયા આપણા પિતૃઓ – કુશિક ને યયાતિ ને માનવીઓના પિતા, મનુ . . . ને [ પૂજ્ય ભાવથી ] વરુણ ને સૂર્યદેવની આજ્ઞા થઈ—

રોહિણી

નાથ ! મને તમારામાં શ્રદ્ધા છે. તમે વિશ્વવિજેતા થશો.

વિશ્વરથ [ સરલતાથી ]

મને હવે દ્વેશ ને કલહના દુદુંભીનો મોહ નથી રહ્યો.

રોહિણી

પણ તમે પાછા તો આવશો ને? ગુરુદેવ, ભગવતી, ઘોષામા, ભરત ને તૃત્સુઓ તમારી રાહ જોઈ બેઠાં છે.

વિશ્વરથ

હા, આવીશ. મને આજ્ઞા મળી છે.

રોહિણી [ વિશ્વરથને વળગીને ]

મારા તપસ્વી ! તમારા તપના તેજથી સપ્તર્ષિનાં તેજ ઝાંખાં થશે. ચાલો આપણે જઇશું ?

વિશ્વરથ

હા. પણ હું છ દહાડાનો ભુખ્યો છું. સ્નાન કરી ખાઈને જઇએ.

રોહિણી

તો, વૃક, ગુરુદેવને ખબર આપી આવ.

[ વૃક જવા જાય છે એટલામાં લંગડાતો ઋક્ષ અને થાકેલી સુરા આવે છે ]

ઋક્ષ

ઓ સુરડી ! તેં તો મને જીવતો મારી નાખ્યો, નકટી !

સુરા

અરે ! આ રહ્યા કૌશિક ને તમારા ગુરુની છોકરી. જાઓ – જાઓ.

[ ઋક્ષને ધક્કેલે છે ]

ઋક્ષ [ દોડતો પગે પડે છે ]

ઓ – મારા કૌશિક ! [ હાંફતો હાંફતો રડે છે ] તમે કેમ ચાલી ગયા,? હું દુઃખી થઈ ગયો – આ મારા શિષ્યો દુઃખી થઈ ગયા...

[ પગ પકડીને તેના પર માથું મુકે છે ]

કૌશિક [ ઋક્ષને ઉઠાડવા મથે છે ]

ઋક્ષ! શું કરે છે? ઊઠ!

ઋક્ષ [ આળોટી પડે ]

નથી ઉઠતો. જ્યાં સુધી તમે પાછા આવો નહીં ત્યાં સુધી બસ અહીંઆં જ પડ્યો રહીશ – મરો જઈશ – મારા શબને ગીધડાં, બસ અહીંઆં ને અહીંઆં જ, ખાઈ જશે. જો તમે નહીં આવો તો હું શા કામનો? મારો ભાવ કોણ પુછે? મને ઋષિપદ કોણ અપાવે? કૌશિક! મારા સમ – તપસ્વી અગસ્ત્યકન્યાના સમ – ઋષિઓ ને સિદ્ધોના સમ – દેવ માત્ર –

વિશ્વરથ [ હસીને ]

બહુ થયું! બહુ થયું!

ઋક્ષ [ જોરથી આક્રંદ કરી ]

નથી બહુ થયું. આવ્યા વગર છુટકો નથી. નહીં તો મારી ને આ સુરાની બન્નેની હત્યા તમારે શિર. લો, મારી નાખો! બાળ-મિત્રના કકડા કરો!

વિશ્વરથ [ હસતાં ]

એમ! તારી ઇચ્છા છે? હું આવું? જરૂર?

ઋક્ષ [ આંસુ લુછતાં ]

નહીં તો બસ હું આ પગ આગળ મુઓ જ સમજજો.

વિશ્વરથ

ઉઠ! ઉઠ! હું આવું છું. થયું?

ઋક્ષ [ ઉભો થઇ જતાં ]

ખરેખર! ખરેખર! ખરેખર!

વિશ્વરથ [ ઋક્ષને થાબડી ]

દેવ ને પિતૃઓએ પણ એ જ આજ્ઞા કરી છે. અને તું મરવા સુએ તો મારાથી ના કહેવાય? આવીશ. હવે થયું?

ઋક્ષ

કૌશિક ! અનુગ્રહ કર્યો. તમારા વિના દુર્દમના પુત્ર આ ઋક્ષનું ત્રણ લોકમાં કોઈ નથી. કૌશિક ! આવો છો ને ? [ ફરી પુછે છે. વિશ્વરથ ડોકી વતી હા કહે છે ] મારા વિશ્વરથ...[ હાથ પહોળા કરી વિશ્વરથને ખુબ ભેટે છે ]

રોહિણી

વૃક ! તું જા, જઈને ગુરુદેવને કહી આવઃ અમે મધ્યાહ્ન પછી આવીશું.

ઋક્ષ

વૃક ! વૃક શાનો કહેવા જાય ? હું મરી ગયો છું ? હું જ જાઉં છું......

વિશ્વરથ

પણ તું થાક્યો હશે.

ઋક્ષ

કદી નહીં. ઋક્ષ વિના કૌશિકની વધામણી ખાય કોણ ? કોની મગદૂર છે !

રોહિણી

પણ જરા —

ઋક્ષ

ના, આ ચાલ્યો — [ ખોડંગતો ચાલ્યો જાય છે ]

વિશ્વરથ

વૃક ! એ ગયો પણ એનું ભાગ્યે કોઈ માનશે. તું પણ જા, અને સુરાને સાથે લેતો જા. જા !

સુરા

કૌશિક ! [ પગે પડે છે ]

વિશ્વરથ [ ઉઠાડીને ]

સુરા ! ઋક્ષની પત્ની થશે કે ? ઋક્ષ કહેતો હતો.

સુરા

[ આંખો નચાવી ને મોઢું ચઢાવીને ]

પણ તમે મને આર્યા નથી બનાવતા ને ?

રોહિણી [ મલકમાં ]

કેમ બહુ અધીરી થઈ છે કે ? [ સુરાને તમાચો મારે છે. સુરા હસતી હસતી ચાલી જાય છે. વિશ્વરથને ] – ને હું પણ બહુ અધીરી થઈ છું હો —

વિશ્વરથ

— ને મારી ધીરજ પણ ખુટી છે. [ બન્ને ભેટે છે ]

[ પડદો પડે છે. ]

# અંક પાંચમો

## પ્રવેશ પહેલો

[ **સમય:** તેજ દહાડે, બપોર પછી.

**સ્થળ:** અગસ્ત્યના આશ્રમ પાસે શૃંજયોના રાજા સોમકનો હર્મ્ય. અગ્નિશાળામાં મંદ અગ્નિ બળે છે. ચાર પાંચ પાટલા મુક્યા છે. આ હર્મ્ય વિશ્વરથ અને દિવોદાસના હર્મ્યથી સાધારણ છે અને સોમકની પરિમિત સમૃદ્ધિનો ખ્યાલ આપે છે. એક સૈનિક બેઠો છે. સુદાસ્ ગભરાતે મુખે, ચારે તરફ ક્ષોભથી જોતો, આવે છે. તે બોલતાં પણ ખંચાય છે.]

સુદાસ્

શૃંજયરાજ છે કે ?

શૃંજય સૈનિક

અહોહો ! કોણ યુવરાજ દૈવોદાસી ! પધારો, પધારો. રાજન્ બહાર ગયા છે.

સુદાસ્

ક્યારે આવશે ? [ અગ્નિકુંડ પાસે બેસે છે ]

શૃંજય સૈનિક

હમણાં આવવા જોઈએ. મુનિ મૈત્રાવરુણ પાસે ગયા છે.

સુદાસ્

— તો હું બેસું છું. યુવરાજ વીતહવ્ય સૈન્ય લઈ જાય છે એ વાત ખરી ?

શૃંજય સૈનિક

મને શું ખબર ? પણ કૈં વાત ચાલે છે ખરી.

[ જાય છે ]

[ સુદાસ્ માથે હાથ મુકી, હતાશ બની બેસે છે. સોમકનો પુત્ર વીતહવ્ય આવે છે. તે સત્તરેક વર્ષનો, ઉત્સાહી ને સ્વરૂપવાન છે. તે ઉત્સાહમાં કુદતો કુદતો આવે છે. ]

વીતહવ્ય

મારુ નામ કોણે દીધું ?

સુદાસ્

મેં. વીતહવ્ય, તું ક્યાં જાય છે ?

વીતહવ્ય

ખબર નથી, પણ હું લશ્કર લઈ જીતવા જાઉં છું. અમારો અર્જુન મને તેડવા આવ્યો છે.

સુદાસ્

કોણ, હૈહયરાજ મહિષ્મતનો છોકરો ! હા. મેં એને પાંચ દહાડા પર રાજા સોમક જોડે જોયો હતો ખરો.

વીતહવ્ય [ હોંસથી ]

કેવો જબરો છે ? મારા જેવડો છે પણ એના બાપ એને બે હઝાર સૈનિકો સાથે આપે છે. [ ખિન્ન થઈને ] મને તો શૃંજયરાજ વીસ પણ નથી આપતા. પણ હવે બસે સવાર આપવાના છે.

સુદાસ્

શું કામ ?

વીતહવ્ય [ હરખથી ]

હું અર્જુનને ગામ જઈશ, ને પછી અમે નાગો પર ચઢાઈ કરીશું. હું પાછો આવીશ ત્યારે તો આટલું મોટું લશ્કર લઈ આવીશ. પછી જો જો ને ! ચાલો જાઉં. અર્જુન કેમ નથી આવ્યો ?

[ જાય છે ]

સુદાસ્ [ કડવાશથી ]

આટલા છોકરાને પણ કેટલો ઉત્સાહ ! [ નિરાશાથી ભોંય સામે જોયા કરે છે ] આખા સપ્તસિંધુમાં હું જ એક અભાગીઓ. મારે કંઈ રાજ્ય નહીં, સેના નહીં, ગુરુ નહીં. બધું છે, પણ એક દુષ્ટને પાપે મારા હાથમાં કંઈ રહ્યું નથી. [ માથે હાથ મુકી જોયા કરે છે. કરગરતાં ] ઈંદ્ર ! દેવ ! મને આમ જીવતો મારવા જન્મ દીધો ? [ થોડીવાર અગ્નિમાં જોઈ રહે છે ] બધાંમાં હું જ એકલો, નિરાધાર ! [ દાંત પીસી ] એવું થાય છે કે એને મારી નાખું. પણ કેમ કરીને ? દેવો એને રક્ષ્યા જ જાય છે. [ થોડી વાર જોઈ રહી ] એવું થાય છે [ દાંત કચકચાવી ] હું શું કરું ? [ થોડીવાર જોઈ રહે છે. આંખમાંથી આંસુ પડે છે ] એવો નિરાધાર છું. મારાથી કંઈ થતું નથી.

[ મુંગો મુંગો જોઈ રહે છે. થોડી વારે બહાર પગલાં સંભળાય છે એટલે સ્વસ્થ બને છે. સોમક આવે છે. એ પીસ્તાળીશેક વર્ષનો છે. પાકો દેખાય છે; અને આંખો ઝીણી કરી, જરાક મજાકમાં બોલવાની એને ટેવ છે. ]

સોમક

કોણ દૈવોદાસી ! તું ક્યાંથી, અત્યારે ? અહીંઆં ?

સુદાસ્

[ ગળું રુંધાય છે ]

શૃંજયરાજ —

સોમક

કેમ શું છે ?

સુદાસ્

સોમક ! [ ગળગળો થઈ જાય છે ] હું તમારે – તમારે – [ બોલતાં અચકાય છે ] શરણે આવ્યો છું. [ પગે પડે છે ]

સોમક

શરણે ? શું થયું છે ? [ સુદાસને ઉઠાડે છે. મજાકમાં ] ઘેલો થયો છે ? જા, જા. તારે હમ્ણેં જઈ સુઈજા. [ બેસે છે ]

સુદાસ્

શૃંજયોના પતિ ! હું અહીંઆં જ બેઠો છું –[ બેસે છે ] તમારા અગ્નિકુંડને આશરે. અને જ્યાં સુધી મારી યાચના નહીં સ્વીકારો ત્યાંસુધી અહીંઆં જ બેસી રહીશ.

સોમક [ હસીને ]

સુદાસ્ ! ક્યાં તું, દિવોદાસ જેવા પ્રતાપી રાજન્યનો લાડકો પુત્ર – ને ક્યાં હું, શૃંજયોનો પતિ ! આજે તને શું થયું છે તે કૈં સમજાતું નથી.

સુદાસ્

સોમક ! હસો – હસો – હસાય તેટલું; પણ મારાં આંસુ લુછશો નહીં ત્યાં સુધી હું હસવાનો નથી. વરુણના વિશાળ રાજ્યમાં હું એક જ નિરાશ્રય, નિઃસત્ત્વ, સ્વજનહીણ રઝળું છું – ને તમારા ઓથની આશાએ જીવું છું.

સોમક

ઠીક ભાઈ ! કહેવું હોય તે કહે – પણ જલદી કર. ભગવાન્ મૈત્રાવરુણ હમણાં આવી પહોંચશે.

સુદાસ [ ચમકીને ]

હેં ? સોમક ! એ વર્ષ પર રાજા દિવોદાસ ને તમારી વચ્ચે વીશ ગામો માટે ઝઘડો થયો હતો. યાદ છે ? હું તૃત્સુપતિ થાઉં ત્યારે એ વીશના એકસો આપીશ. પછી કંઈ છે ?

સોમક

ઓહો ! પણ અત્યારે આ ઔદાર્યનું કંઈ કારણ ?

સુદાસ

જે જોઈતું હોય તે કહી દો, જે વચને બાંધવો હોય તે વચને બાંધી લો —

સોમક

પણ મારી પાસે શું મૂલ્ય જોઈએ છે, તે તો વાત કર.

સુદાસ [ચારે તરફ જોઈને]

મને – મને આ કૌશિકથી છોડવો. હું પગે લાગું.

[ હાથ જોડે છે ]

સોમક

એની પાસે હવે શું રહ્યું છે ? એની પાસે રાજ્ય છોડાવ્યું છે; અને છ દહાડા થયાં તો સર્વસ્વ ત્યાગી એ ગોવંત પર્વત પર દેવો આવ્હાતો બેઠો છે.

સુદાસ [ કટવાશથી ]

— ને સાથે રાજ્યોનાં ને તૃત્સુઓનાં, મારા માબાપનાં ને તમારાં સ્ત્રીપુત્રોનાં હૈયાં સાથે બાંધીને લઈ ગયો છે. ગોવંતની તળેટીમાં ત્રણ દહાડા થયા ગ્રામ વસવા લાગ્યું છે.

સોમક

પણ પાછો આવે ત્યારે વાત છે ને.

સુદાસ્

આવશે. ભરત, તૃત્સુ ને સૃંજય પર રાજ્ય કરવું કડવું લાગે છે?

સોમક

પણ એ તો બધું છોડીને બેઠો છે.

સુદાસ્

સાંભળ્યા કરો. હું એને નાનપણથી ઓળખું છું: એ તો ચવીત્રો છે.

સોમક [ ખડખડ હસીને ]

ઓહ – સમજ્યો.

સુદાસ્ [ હાથ જોડીને ]

હસો નહીં, હસો નહીં. સોમક, હું મરણીઓ થયો છું. જોઈએ તો મને દાસ બનાવો; પણ મને આ કૌશિકથી ઉગારી લો. ના નહીં કહેશો!

સોમક

રાજા દિવોદાસનો સુદાસ્ યાચના કરે તે ના કહેવાય? પણ મને જ કેમ શોધી કાઢ્યો? આટલા રાજાઓ પડયા છે ને!

સુદાસ્

તમને પણ ભરતોનો વધતો પ્રતાપ નડે છે. તમને પણ તૃત્સુઓના વધતા રાજ્યમાં ભાગ જોઈએ છે.

સોમક

કોણે કહ્યું?

સુદાસ્

હું જાણું છું.

સોમક [ હસીને ]

છતાં મને એ રાજ્યનો ભાગ આપવા આવ્યો છે.

સુદાસ્

કૌશિક સાથે મહાજનપદ નથી જોઈતું; એના વિના એક ગામ પણ મને બહુ છે. મને ઉત્તર દો. સૃંજયરાજ, મદદ કરશો ને ?

સોમક [ થોડીવાર વિચાર કરીને ]

સુદાસ્ ! આજથી નહીં પણ બાળપણથી, તારામાં દ્વેષ બહુ છે.

સુદાસ્ [ હાથ જોડીને

તો મારો દ્વેષ સંતોષવાનાં સાધન દો. તમને ફાયદો છે. આટલું મૂલ્ય કોણ આપશે ?

સોમક

દેવ ને ગુરુની વિરુદ્ધ થઈ ફાયદો કરવા જાય એ તો ગયેલો; પણ વગર મૂલ્યે તારો દ્વેષ શમે એમ નથી ?

સુદાસ્ [ કરવાલથી ]

કદી નહીં શમે – આ લોકમાં કે પરલોકમાં. એણે મને ભીખ માગતો કર્યો છે. રાજા દિવોદાસની આંખની હું કીકી હતો; આજે તે મને ત્યાગવા તૈયાર થયા છે.

સોમક

દર્પવાન અને અંધ – બન્ને બરોબર. વણપૂછ્યે સબળ થવું તારા હાથમાં છે. ખરું કહું ?

સુદાસ્

કહો – કહો – જે કહેવું હોય તે કહો, પણ મારું માગ્યું મને આપો.

સોમક

અવતાર આખો અંધ રહ્યો; હવે સાથે મને પણ કરવો છે ! સુદાસ્ ! બાલપણથી કૌશિકની ઈર્ષા કરી થાક્યો—

સુદાસ્

—હા. પણ મેં વર્જ્યું નહીં. દેવો એનું રક્ષણ કરે છે.

સોમક

દેવોએ તને મૂઢ બનાવ્યો છે. નાનો હતો ત્યારે તેં એને મારી નાખવાનો પ્રયત્ન કર્યો; ને એ ગુરુને પ્રિય થઈ પડ્યો. શમ્બરને ત્યાંથી એને છોડાવવા જવાનો તેં વિરોધ કર્યો, ને તારા બાપનો અળખામણો થયો—

સુદાસ્

કહો – કહો —

સોમક

તો કહું તે સાંભળ. પુરુકુત્સ જેવા પ્રતાપી રાજાની પુત્રી વિશ્વરથ ન પરણે માટે તેં અગસ્ત્યની દેવી જેવી પુત્રી ત્યાગી; ને આર્ય માત્રનો તિરસ્કાર પામ્યો.

સુદાસ્

તમે ક્યાંથી જાણ્યું ?

સોમક

હું ઈર્ષાખોર છું કે મારી આંખે ન દેખાય ?

વિશ્વરથ લગ્ન ન મહાલે માટે તે શુભ અવસરે, પણિથી પણ કૃપણ બની, તું હીસાબ કાઢવા બેઠો – ને તૃત્સુઓને હૈયેથી ઉતર્યો. વિશ્વરથ રખે ભરતતૃત્સુઓ એક કરે માટે તેં એને તૃત્સુગ્રામમાંથી ધકેલી દીધો; તો આજે કૌશિક મહર્ષિ થઈ ગયો – અને તું સમસ્ત સપ્તસિંધુના કલંકરૂપ બની બેઠો. હા – હા – હા ... ને હવે મને પણ સાથે ઘસડવો છે ?

સુદાસ્ [ ભ્રૂભંગ કરીને ]

દેવો તો છે —

સોમક

દેવો બધું દે છે; પણ જાતે ચક્ષુ ખોઈ બેસે તેને દૃષ્ટિ દેતા નથી. જેનાં પિતા નહીં, જન નહીં, ગુરુ નહીં, તેના તે દેહ થતા હશે ?

સુદાસ્

[ મરતા પ્રાણી જેવું આક્રંદ કરીને ]

ત્યારે – હું મુઓ – જીવતો મુઓ —

સોમક

નેત્ર આપું ? જીવતો થશે. પણ તું નહીં લે, મારી ખાત્રી છે.

સુદાસ્ [ નિરાશાથી ]

કહો – કહો – આટલું કહ્યું તો બધું જ કહી નાંખો.

સોમક

જે સાધ્ય નહીં તેની ધારણા શી ?

સુદાસ્ [ દાંત પીસી ]

એટલે મારો સ્વાર્થ સાધવો એ અસાધ્ય ? બધાને એમ નહીં ને મને જ કેમ ?

સોમક [ મજાકમાં ]

કૌશિકને આજે પ્રતાપી થતો અટકાવવો એ અશક્ય, અસાધ્ય અને અકલ્પ્ય. હવે કે છે ?

સુદાસ્

તો શું કરું ?

સોમક

બધા કરીએ છીએ તે. શીશ નમાવી એને સ્વીકાર; એને પ્રતાપે તપ.

સુદાસ્ [ ઉભો થઈ જઈ ]

ભગવતી લોપામુદ્રા પણ મને સવારે એમ કહેતાં હતાં: પણ ના; હું એ કદી નહીં સ્વીકારું – કદી નહીં, કદી નહીં.

સોમક [ હસીને ]

આંધળા ! એનો મધ્યાહ્ન છે – શીળી છાંય શોધ. એની સંધ્યા થશે, ત્યારે જગત તારું જ રહેશે.

સુદાસ્

ના. એના પહેલાં તો હું મરી જઈશ.

સોમક

લાંબું જીવવું છે ? તો પંખીઓ કરે છે તેમ કર. જ્યાં નીરાંતે ઉંઘાય નહીં ત્યાંથી ઉડી જા. ઈર્ષાગ્નિ તો શમશે.

સુદાસ્

કદી નહીં શમે.

[ બહાર ભારે પગલાં અને કોઈનું મોટું, નફ્ટ હાસ્ય સંભળાય છે. ]

સોમક

અર્જુન આવ્યો લાગે છે !

સુદાસ્

તમારા મામા હૈહયરાજનો પુત્ર ! એ ક્યારે જાય છે ?

સોમક

કાલે સવારે.

[ અર્જુન કાર્તવીર્ય આવે છે. એ અઢારેક વર્ષનો છે પણ ઘણો જ ઉંચો ને જબરો છે. એનો રંગ તડકામાં રઝળી તાંબા જેવો થયો છે.

એની આંખો વિકરાળ ને ચંચળ છે. હિંસક પશુના મુખપર હોય એવું એના મુખપર ઘાતકીપણું છે. એનો અવાજ મોટો, તોછડો, ગર્જના કરતો નીકળે છે. એણે વાઘ્રચર્મ પહેર્યું છે ને હાથમાં મોટી ગદા લીધી છે. એનો વૃદ્ધ સેનાપતિ તાલજંઘ પાછળ આવે છે. તે લંગડો ને આંખે કાણો છે. તેના મુખપર ક્રૂરતા છે. બોખો હોવાથી એના હોઠ હાલ્યા કરે છે. તે થોડાબોલો છે, ને એક પાટલાપર જઈ બેસે છે. ]

અર્જુન [ તોછડાઈથી ]

શૃંજયપતિ ! આ તમારા સપ્તસિંધુથી થાક્યો.

સોમક [ હસીને ]

કેમ શું છે ? હમણાંથી થાક્યો તે આરો કેમ આવશે ? કાલે અહીંઆથી રાજકન્યા પરણવાનો વિચાર કરતો હતો.

અર્જુન

આ બધા ત્રણ ત્રણ બદામના મીજાજ કેટલો કરે છે ?

સોમક

અરે, શું બકે છે ? અર્જુન ! તું જીભ સખણી નહીં રાખશે તો હું નહીં ઉભો રાખું, અને કોઈ શાપ દેશે તે જુદો.

અર્જુન

તેથી જ થાક્યો છું ને ? મારો શૂરસેન પ્રદેશ સારો. કોઈ મારી જીભ તો નહીં રોકે.

સોમક [ તિરસ્કારથી ]

સપ્તસિંધુના સંસ્કાર વિના વાણીપર સંયમ નહીં આવે. પણ ભગવાન્ મહાઅથર્વણે શું કર્યું ?

અર્જુન

ઋચીક—

સોમક

પાછો ભૂલ્યો ! તારી જીભ ક્યારે વળશે ? ભગવાન્ ઋચીકે શું કહ્યું ?

સેનાપતિ તાલજંઘ

કાર્તવીર્ય, અન્નદાતાએ શું કહ્યું હતું ? શૃંજયરાજ કહે તે કરવું.

અર્જુન [ નફ્ટાઈથી હસીને ]

ચાલો એમ. ભગવાને ઉદારતાથી કહ્યું: [ ચાળા પાડે છે. ] ' વત્સ ! મારી પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા. મહિષ્મત્ કૃતવીર્ય જીવતાં હું હૈહયોનું છોડયું ગુરુપદ ફરી નહીં લઉં. તું સિંહાસને બેસે ત્યારે મને નિમંત્રજે. હું જીવતો હોઈશ તો આવીશ, નહીં તો મારો જમદગ્નિ છે.' [ ચાળા છોડી દઈને ] એહોહો ! મોટો જમદગ્નિ !

સોમક

અર્જુન ! ખબરદાર ! આ ભૂમિમાં દેવો ને ઋષિઓ પૂજ્ય છે. એની વિડંબના ન કરવી. તારા બાપને ય આજે ત્રીસ વર્ષે ગુરુ વિના ન ચાલ્યું.

સુદાસ્

શૃંજયરાજ ! ભગવાન મહાઅથર્વણને લઈ જવા કાર્તવીર્ય આવ્યો છે ?

સોમક

હા. પણ એ તો ના પાડે છે.

અર્જુન [ તોછડાઈથી ]

આ સુદાસ્ – તે પેલા વૃદ્ધ રાજાનો છોકરો ? હા–હા. પેલા કૌશિક જોડે લઢયો હતો તે !

સુદાસ્ [ ગર્વથી ]

હા. હું સુદાસ દૈવોદાસી – તૃત્સુઓનો યુવરાજ.

અર્જુન [ તિરસ્કારથી ]

અને હું અર્જુન—હૈહયરાજનો પુત્ર. તે દહાડે તેં હારી ખાધું. મારા ભાઈ! તારી જગ્યાએ હું હોત તો— [ ભયંકર દ્વેષથી જુએ છે ]

સુદાસ્

તો ?

અર્જુન

એક— [ ગદાવડે ફટકો મારવાનું સુચવે છે. ]

સુદાસ્ [ સ્વગત ]

કોઈ છે ખરું ?

અર્જુન

પણ અહીંઆં તો સોમકરાજ કહે તે ખરું. આ ન થાય ને એ ન થાય, તો પેલાની તો પંચાત કેમ થાય?

સોમક

તું હવે થોડું બોલશે ? પછી મહાઅથર્વણે શું કહ્યું ?

અર્જુન [ ચાળા પાડીને ]

વામદેવ ને સો ભૃગુઓ મોકલી આપીશ—

સોમક

ચાલો સારું થયું.

અર્જુન

શું કરું કે હહયરાજે ના કહી છે, નહીં તો ગુરુને પકડીને ઉપાડી જાત.

સોમક

એવું બોલીએ નહીં. ગુરુ ને દેવ વગર જગત મિથ્યા. સમજ્યો ? મારો વીતહવ્ય બસો અશ્વારૂઢ યોદ્ધાઓ લઈને આવશે.

અર્જુન

ને અગસ્ત્ય શું કહે છે?

સોમક

પાછો બોલ્યો? ભગવાન્ મૈત્રાવરુણ—

સુદાસ્

મુનિ મૈત્રાવરુણ પણ સાથે જાય છે.

સોમક

અર્જુન નિમંત્રણ કરી આવ્યો છે. ગુરુદેવ હમણાં વાત કરવા આવી પહોંચશે.

અર્જુન

ગુરુદેવે [ ચાળા પાડીને ] હજી કૃપા નથી કરી?

સોમક

એ આવે તો તો તારો બેડો પાર થઈ જાય. સપ્તસિંધુની સમસ્ત શસ્ત્રાસ્ત્ર વિદ્યા આવી ગઈ સમજ.

સુદાસ્

પણ આ બધાનું ત્યાં શું કામ પડ્યું છે?

સોમક

હૈહયરાજ મહિષ્મત્ નાગો પર મોટું આક્રમણ કરવા માગે છે.

અર્જુન

પેલી એની બૈરી બહુ સરસ છે.

સોમક [ ગુસ્સાથી ]

ખબરદાર — અર્જુન! તું હવે સવેળા પાછો તારે જનપદ જા. મારા બાપ!

અર્જુન [હસીને]

તેમાં શું ? [સોમકનો ભ્રૂભંગ જુએ છે ને અટકે છે] તમારે ત્યાં કેટલા ભગવાન્ ને ભગવતી છે ?

સોમક

હૈહયરાજે તને અહીંઆં વિદ્યાભ્યાસ માટે મોકલ્યો હોત તો કૈં શીખત. આ બધાં અનાર્યનાં તારાં લક્ષણોથી તો અવધિ થઈ !

અર્જુન

કોણ કહે છે કે હું અનાર્ય છું, ને છું તે શું ખોટો છું ? તમારા વીતહવ્યને મારી સાથે આવવા તો દો; થોડોક વિદ્યાભ્યાસ હું પણ કરાવી દઈશ.

સોમક

એ અગસ્ત્યનો શિષ્ય છે.

અર્જુન

અગસ્ત્ય — ભગવાન, ને એની ભગવતી બન્ને આવે તો —

સોમક

પાછો બોલ્યો ?

[સૈનિક આવે છે]

સૈનિક

રાજન્ ! ભગવાન્ ઋચીકના પુત્ર ને વામદેવ આવ્યા.

સોમક

એમ ! [સુદાસને] સુદાસ્ ! હવે તારી પછી વાત. મેં કહ્યું તેના પર વિચાર કરજે.

સુદાસ્

એટલે મને તો નિરાશ કરી કાઢી જ મુકો છો ?

સોમક

કાંકરા નાખે સૂર્ય નહીં આથમે; પાછા તારી આંખમાં જ તે આવીને પડશે.

સુદાસ

જોઉં છું.

[ જવા જાય છે ]

સોમક

એ રસ્તે નહીં – પાછલે રસ્તે જા. [ દેખાડેલે રસ્તે ચાલ્યો જાય છે ] હૈહય! તારી જીભ ને રીત બે વશમાં નહીં રાખે તો હું ઉભો નહીં રાખું.

તાલજંઘ

કાર્તવીર્ય ! સાંભળ્યું કે ?

અર્જુન [ નફટાઈથી હસી ]

અંહ!

સોમક

સરસ્વતીતીરે આવ્યો છે તો કંઈ શીખીને જા !

અર્જુન

સરસ્વતીતીર મને શું શીખવવાનો હતો ?

સોમક

કહેજે તારા બાપને કે થોડાં વર્ષ સપ્તસિંધુમાં કોઈ ગુરુ પાસે મોકલે, એટલે શીખશે.

અર્જુન [ ગર્વથી ]

હા – હા – હા – બધા ગુરુઓને ત્યાંજ ઉપાડી જાઉં તો ?

સોમક

અર્જુન ! ગદા મુકી દે. ગુરુ આવશે ત્યારે રાખવી ઠીક નહીં.

અર્જુન

હું નમસ્કાર કરીશ ત્યારે સાથે એ પણ કરશે. એ તો મારો ત્રીજો હાથ.

સોમક

ના. એ ન ચાલે.

[ સોમક અર્જુનની ગદા લઈ દૂર મુકે છે. જમદગ્નિ અને વામદેવ આવે છે. ઋચીકનો શિષ્ય વામદેવ આધેડ વયનો છે. ]

જમદગ્નિ

શૃંજયરાજ ! ગુરુદેવ હમણાં આવે છે.

અર્જુન

એમ !

સોમક

સારું ! કૌશિકની કંઈ ખબર ?

જમદગ્નિ [ ખેદથી ]

કંઈ ખબર નથી. કોણ જાણે દેવોએ શું ધાર્યું છે !

સોમક

બધાં રુડાં વાનાં થશે, તમે અર્જુનની જોડે નથી જતા ?

જમદગ્નિ

ના. વિશ્વરથને છોડીને હું નહિ જાઉં.

અર્જુન

એને પણ લઈ લો.

[ બધા આ ધૃષ્ટતા પર હસી પડે છે, વીતહવ્ય દોડતો, હરખાતો આવે છે ]

વીતહવ્ય

ગુરુદેવ આવ્યા.

[ અગસ્ત્ય આવે છેઃ ધીમે પગે, ગંભીર, સ્વસ્થ. બધા પગે પડે છે. અર્જુન નછુટકે, જેમ તેમ પગે પડે છે. ]

સોમક વગેરે

અમે વંદીએ છીએ.

અગસ્ત્ય

શતંજીવ !

[ અગસ્ત્ય બેસે છે. બીજા બધા પણ આસપાસ બેસે છે. ]

સોમક

અમે આપની આજ્ઞાની જ વાટ જોતા બેઠા છીએ.

અગસ્ત્ય

રાજા મહિષ્મતનો નાનો પુત્ર ! નહિં ?

સોમક

ગુરુદેવ ! આપ હૈહયરાજને મળ્યા છો કે ?

અગસ્ત્ય

હું વિદ્યાભ્યાસ કરતો હતો ત્યારે એક વાર મને યાદ છે. આ અર્જુન જેવા જ હતા.

અર્જુન

એમ ? હૈહયરાજને તમે મળ્યા છો ? એમને યાદ નથી. તમારા ગુરુને ઘેર અતિથિ બની આવ્યા હશે.

અગસ્ત્ય [ જરાક હસીને ]

હા. વણનિમંત્ર્યા તે અતિથિ જ ને ! ગુરુની ગાયો ઉપાડી લઈ જવા મળસ્કે આવ્યા હતા.

અર્જુન [નફ્ટાઈથી હસીને]

હા – હા – હા – ને કેટલી ઉપાડી ગયા?

અગસ્ત્ય

એમને એમના સાથીઓ પાછા ઉપાડી ગયા.

અર્જુન

કેમ?

અગસ્ત્ય

મારે તીરે મેં એમનો પગ કાચી નાખ્યો તેથી. બોલ! હવે તારા પિતાને શું જોઈએ છે?

અર્જુન

હૈહયરાજ વૃદ્ધ થયા છે એટલે એમણે એમના ગુરુને બોલાવ્યા છે.

અગસ્ત્ય

ભગવાન્ મહાઅથર્વણે તો જવાની ના પાડી. જમદગ્નિ, તું જાય છે કે?

જમદગ્નિ

વિશ્વરથને મુકીને હું ક્યાં જાઉં?

સોમક

— પણ વામદેવ અને સો ભૃગુઓને મોકલવાનું વચન આપ્યું છે.

અગસ્ત્ય

ત્રીશ વર્ષ તમારો દેશ વિદ્યાવિહિન રહ્યો.

અર્જુન

હા...અને હજી પણ છે!

અગસ્ત્ય

શી દુર્દશા !

અર્જુન

તેમાં શું ?

અગસ્ત્ય [ ટાઢાશથી ]

તો મારું આવવું નિરર્થક છે.

વીતહવ્ય

ના, ના, ગુરુદેવ ! ચાલોની —

સોમક

ના – ના. ભગવાન્ ! અર્જુનનું બોલવાનું ગણશો નહીં. આ વૃદ્ધ સેનાનિએ મને બધું સમજાવ્યું છે.

અગસ્ત્ય

બોલો.

સોમક

મેં આપને કહ્યું ને ? ગુરુદેવ, મંત્રોચ્ચાર ને યજ્ઞ વિનાની શૂરસેન ને અવંતિની ભૂમિ પર દેવોની કૃપા ઘટી ગઈ છે. આર્યો નાગોની અવદશાએ પહોંચ્યા છે અને રાજા સહિષ્મત્ પણ પાછા પડયા છે.

અર્જુન

જરા ધરડા —

સેનાપતિ તાલજંઘ

કૃપાનાથ સહિષ્મતે આપની પાસે મંત્રબળ ને શસ્ત્રવિદ્યા બંનેની યાચના કરી છે. જો ભગવાન્ પધારવાની કૃપા કરે તો.

અગસ્ત્ય

અત્યારે હું કંઈ કરી શકું નહીં.

જમદગ્નિ

હમણાં તો કૌશિકની ચિંતા છે.

સોમક

દેવ ઈંદ્ર અને આપની કૃપા છે એટલે એનું તો જરુર ઠેકાણું પડશે.

અર્જુન

અમારે ત્યાં આથીયે વિશાળ જનપદો ને સમૃદ્ધિ છે.

અગસ્ત્ય

તેમનો મને મોહ નથી. પણ દેવની કૃપા વિનાની ભૂમિમાં ઋતનું સંસ્થાપન થતું હોય તો જ હું સરસ્વતીતીર છોડું.

વીતહવ્ય [ કરગરીને ]

ભગવાન્! આમ શું કરો છો?

[ સોમક એનો હાથ દાબીને રોકે છે ]

અગસ્ત્ય

શૂરસેન જનપદનો કેટલો વિસ્તાર છે?

સેનાપતિ તાલજંઘ

જેમ આગળ જઈએ તેમ વિસ્તાર વધે છે. હવે તો અમે અવંતિ નામનો જનપદ વસાવ્યો છે.

અર્જુન

થોડા વખતમાં પૃથ્વીને છેડે પહોંચી જઈશું.

વીતહવ્ય [ ઉત્સાહથી ]

હા, હા.

સેનાપતિ તાલજંઘ

આપ આવો તો જ – નહીં તો નહીં.

સોમક

ભગવતી ! દેવોના દ્રષ્ટાઓ જોડે લઢતાં જ આપણા શૂરવીરોનું શૌર્ય તપશે. તેથી તો હું વીતહવ્યને મોકલવા ધારું છું.

વામદેવ

ભગવાન ! આર્યોનાં બાહુવીર્યને માર્ગ મળે તો સૂર્યનો રથ ચઢીને આવે છે એ માર્ગ સુધી સપ્તસિંધુની સીમાઓ લઈ જઈએ.

સોમક

શમ્બર તો ગયો – ગુરુદેવ ને રાજા દિવોદાસને પ્રતાપે. અને આપણા બાહુબળને માર્ગ જ જડશે નહીં તો આપણે માંહોમાંહ કપાઈ મરીશું.

જમદગ્નિ

પણ સપ્તસિંધુનું શું ?

સોમક

વિશ્વરથ છે ને ? કેમ, ગુરુદેવે શું ધાર્યું ?

અગસ્ત્ય

દેવે હજી આજ્ઞા નથી કરી.

સેનાપતિ તાલજંઘ

દેવો ક્યારે આજ્ઞા કરશે ?

અગસ્ત્ય

જ્યારે સપ્તસિંધુનો ભાર મારે માથેથી દેવો ઉપાડી લેશે ત્યારે.

સોમક

...ારે રાજા મહિષ્મતને શો સંદેશો મોકલું ?

અગસ્ત્ય

—કે દેવનું આવાહન કરે ને ઋતનું પાલન કરે. સપ્તસિંધુ ઋતના રક્ષણાર્થે રુધિર વહેતું મુકશેઃ કોઈના વિનાશાર્થે નહીં.

વીતહવ્ય

ગુરુદેવ ! આમ શું કરો છો ?

અગસ્ત્ય [ હસીને ]

પુત્રક ! તું એ નહીં સમજે. [ અર્જુનને ] કાર્તવીર્ય ! તારા પિતાને જઈને કહેજે કે અમને બોલાવવાની ઇચ્છા હોય તો —

અર્જુન

—છે, છે ! તમે ચાલો એટલી જ વાર છે.

અગસ્ત્ય

— હૈહયરાજ જાતે આવી કહે.

અર્જુન

પણ હું કહું છું ને !

અગસ્ત્ય

તને એ અધિકાર હજી પ્રાપ્ત નથી થયો.

સોમક

ગુરુદેવ ! આપની વાત ખરી છે. રાજા મહિષ્મત આવ્યા વિના બરોબર વ્યવસ્થા નહીં થાય. ને [ વામદેવને ] તમે ?

જમદગ્નિ

ગુરુદેવની ઇચ્છા એ મહાઅથર્વણની ઇચ્છા.

[ બહાર ઘોંઘાટ સંભળાય છે. કૌશિકનો અને મૈત્રાવરુણનો ‘ જય ’ ઉચ્ચારાય છે. બધા એકચિત્ત થઈ સાંભળે છે. ઋક્ષ ધુળથી છવાએલો, પણ હસતો, લંગડાતો ને હાંફતો દોડી આવે છે. પાછળ ચાર પાંચ માણસો પણ આવે છે. ]

ઋક્ષ

ગુરુદેવ ! હે મુનિઓમાં ઉત્તમ ! ક્યાં છો ?

લોકો [ બહાર ]

મહર્ષિ કૌશિકનો જય ! મહર્ષિ અગસ્ત્યનો જય !

અગસ્ત્ય

શું છે ?

ઋક્ષ

ભગવાન્ અગસ્ત્યને મારા પ્રણામ. [ પગે પડે છે ] ગોવંત પર્વત પરથી મહર્ષિ વિશ્વામિત્ર ઉતરી આવે છે. ચાલો ! ચાલો !

જમદગ્નિ [ હર્ષથી ]

હં ! જરા સ્વસ્થ થઈને કહે. શું છે ?

ઋક્ષ

મારા પ્રિય મિત્રનો વિરહ સહન કરવાને અશક્ત એવો હું—દુર્દમનો પુત્ર ને આપનો શિષ્ય—દેવોનું આવાહન કરવા કૌશિક સાથે ગોવંત પર્વત ગયો —

અગસ્ત્ય

કાલે તો અહીંઆ હતો.

ઋક્ષ

રાતના ગયો—દેવો મને દોરી ગયા. હે ભગવાન્ ! પર્વત પર પિતૃલોકમાંથી પાછા આવેલા ભગવાન્ વિશ્વામિત્ર મળ્યા.

જમદગ્નિ

હં !

ઋક્ષ

ભગવાન્ ! આપના ને દેવોના શપથ – એક અક્ષર ખોટો કહેતો હોઉં તો ! મેં કહ્યું: "પાછા ચાલો, નહીં તો પ્રાણ છોડું છું." ભગવાન્ વિશ્વામિત્રે કહ્યું: "પિતૃઓની આજ્ઞા થઈ છે – હું પાછો આવું છું. ઋક્ષ ! પ્રિય વયસ્ય ! જઈને ગુરુદેવને, ભગવતીને, ભરત તૃત્સુઓને ખબર આપ." અને હું દોડતો આવ્યો. જોતા નથી, આ પગ ચીરાઈ ગયા છે – આ ધડધડ લોહી નીકળ્યા જાય છે.

[ 'ભગવતી લોપામુદ્રાનો જય' એવી ઘોષણા થાય છે. બારણામાં ઉભેલા લોકો રસ્તો મુકે છે અને લોપામુદ્રા અને વૃક આવે છે. લોપામુદ્રા તેજસ્વી ને ઉલ્લસિતનયના છે; એના મુખપર વિજયનું મોહક હાસ્ય છે. અર્જુન ધૃષ્ટતાથી લોપામુદ્રા તરફ જોયા કરે છે. ]

લોપામુદ્રા [ હર્ષથી ]

મૈત્રાવરુણ ! યુવક આવે છે.

વૃક [ પગે પડીને ]

હા. ભગવાન્ ! એ ઘડીમાં કૌશિક ઉતરી આવશે.

અગસ્ત્ય

રોહિણી ક્યાં છે ?

વૃક

કૌશિકની પાસે રહ્યાં છે. [ આંખો લુછી ] ભગવાન્ ! ભગવાન્ ! કૌશિક તો દેવ થઈ ગયા છે.

ઋક્ષ

હું તે જ કહું છું કે વિશ્વામિત્ર મહર્ષિઓમાં એક બન્યા છે. પિતૃઓએ સ્વમુખે તેમને સત્કાર્યા છે.

અગસ્ત્ય [ આંખો મીચી પ્રાર્થના કરતા ]

ઇંદ્ર ! તારા ઔદાર્યને સીમા નથી. વજ્રધારી ! અમારી પ્રાર્થના માટે તેં શક્તિ દીધી છે.

લોપામુદ્રા

મુનિવર્ય ! સપ્તસિંધુ પર દેવોની કૃપા છે.

અગસ્ત્ય [ હસીને ]

ને આપણા પર પણ.

લોપામુદ્રા

ચાલો, આપણે લેવા જઈએ. શૃંજયરાજ ! તમે આવો છો કે ? વૃક ! રાજા દિવોદાસને ખબર કરી ?

ઋક્ષ

મેં આખા ગામમાં ખબર કરી દીધી છે.

સોમક

વીતહવ્ય ! જા તારી માતાને બોલાવી લાવ.

વીતહવ્ય [ હરખાતાં ]

હા, હા. કૌશિક મહર્ષિ થઈ ગયો. [ દોડી જાય છે. ]

લોપામુદ્રા

મૈત્રાવરુણ ! અર્જુનને કહી દીધું ?

અગસ્ત્ય [ પલવાર આંખ મીંચી ]

અર્જુન ! જઈને તારા પિતાને કહેજે કે દેવે અગસ્ત્યને આવવાની રજા દીધી છે.

અર્જુન, સોમક, તાલજંઘ [ સહર્ષ ]

હેં ! ખરેખર !

અગસ્ત્ય

હા. મને આમાં દેવવાણી સંભળાય છે. અર્જુન ! રાજા મહિષ્મતને કહેજે કે મને મળી જાય. જો દેવાજ્ઞા પળાય એવી મને ખાત્રી થશે તો હું આવીશ – સાથે આવશે બસો વેદજ્ઞ તપસ્વીઓ; વામદેવ અને બસે ભૃગુઓ; વીતહવ્ય ને પાંચસે શૃંજયો; હઝાર તૃત્સુઓ ને હઝાર ભરતો. અને રાજા વરુણનું ઋત બધે સ્થપાશે.

[ બધા, સ્તબ્ધ થઈ જાય છે. ]

લોપામુદ્રા [ પ્રશંસાભીની ]

મૈત્રાવરુણ ! મૈત્રાવરુણ ! ધન્ય છે. સપ્તસિંધુની સીમાઓ દિગંતે લઈ જવી છે ?

અગસ્ત્ય

જ્યાં ઋત પ્રવર્તે ત્યાં સપ્તસિંધુ. પણ રાજા મહિષ્મત મળી જાય તો ખરા ! ચાલો. [ બધા જવા ઉઠે છે. ]

અર્જુન [ લોપામુદ્રાને ]

તમે પણ આવશોને ?

લોપામુદ્રા

ભગવાન્ મૈત્રાવરુણની જેવી આજ્ઞા.

અર્જુન

તમે આવો તો મારા બાપને માથે ઉપાડી લઈ આવું.

લોપામુદ્રા

ઉતાવળો થા મા. વત્સ ! અમને ઉપાડવાં એટલાં સહેલાં નથી. ચાલો, આવો છો ને સોમક ? પારવી ગયાં ?

સોમક

હા – હા – પારવી ગયાં લાગે છે.

અગસ્ત્ય

ચાલો. [ બધાં જાય છે. સુદાસ્ પાછળથી બહાર આવે છે. ]

સુદાસ્

તૃત્સુઓ, શૃંજયો, વીતહવ્ય, અગસ્ત્ય ને લોપામુદ્રા – બધાં સપ્તસિંધુનો દિગ્વિજય કરવાનાં ? દેવો મને ભુલી ગયા નથી. [ દુષ્ટ રીતે હસીને ] કૌશિક ! સપ્તસિંધુ એકત્ર કર્યાં કર...તારો મધ્યાહ્ન છે; હું શીળી છાંય શોધીશ. તારી સન્ધ્યા થશે – ત્યારે તારું કર્યું મારું જ રહેશે...હા...હા.

[ પડદો પડે છે. ]

# અંક છઠ્ઠો

**સમય:** ચારેક ઘડી પછી.

**સ્થળ:** ગોવંત પર્વતની તળેટી.

[સ્ત્રીપુરુષોનાં ટોળાં – ભરત, તૃત્સુ અને સૃંજય; મઘવનો, સૈનિકો, વિશો: બધા એકઠા મળ્યા છે, ને વધારે ને વધારે આવતા જાય છે. લોકો પખાજ, રણશીંગાં, શંખ ને મંજીરાં વગાડે છે. કોઇક નાચે છે. કોઈક અબીર ગુલાલ ઉડાડે છે અને બધા ગોવંત પરથી ઉતરી આવતી પગથીઓ તરફ એકી ટશે જુએ છે. અવારનવાર "કૌશિકનો જય", "મૈત્રાવરુણનો જય" એવી ઘોષણા થયા જ કરે છે. આથમતો પહોર થવા માંડયો છે.]

**ભરત, તૃત્સુઓ**

કૌશિકરાજનો જય !

**દસ્યુઓ**

વિશ્વામિત્ર ઋષિનો જય !

**સર્વે**

જય ! જય ! જય !

[ ઋક્ષ આવે છે. સાથે કેટલાક મિત્રો ને મઘવનો છે. લોકો એને પગે લાગે છે. બધા એની આસપાસ વીંટળાઈ એની વાત સાંભળે છે. ઋક્ષના ફડાકાનો પાર નથી. ]

ઋક્ષ

અરે! પછી હું ગયો ને! બસ, પગ જ પકડીને બેઠો. ચાલો–બસ ચાલો! નહીં ચાલો તો મરી જાઉં છું–પ્રાણ છોડું છું–મારા શિષ્યો પ્રાણ છોડે છે–[ બધા પ્રશંસાથી જોયા કરે છે ] ભરત, તૃત્સુઓ પ્રાણ છોડે છે. કૌશિક કહે: "ના. મને પિતૃઓની આજ્ઞા નથી." મેં કહ્યું: "પિતૃઓ મને મરવા નહીં દે. નહીં આવશો તો ઋક્ષનું મૃત્યુ થશે–તમારા પગ આગળ. દેવો તમને ક્ષમા નહીં કરે." અને પછી દેવ જેવા દેદિપ્યમાન તે વિશ્વામિત્ર મહર્ષિએ રડી દીધું.

સાંભળનારાઓ

હેં! હેં! શું કહો છો?

ઋક્ષ [ રોફથી ]

શું કહું છું? મને કદી અસત્ય વચન ઉચ્ચારતાં સાંભળ્યો છે? કૌશિકની આંખમાંથી આંસુ ખર્યાં. તેણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "ઋક્ષ! પ્રિય મિત્ર, મારો જમણો હાથ! હું બધું જોઈ શકું છું, પણ તને મરતો જોઈ શકતો નથી. ચાલ હું આવું છું."

જયંત તૃત્સુ

શાબાશ, ઋક્ષ! તેં આપણી લાજ રાખી. [ ધીમેથી ] પેલા દુષ્ટ સુદાસે તૃત્સુઓને કલંકિત કર્યા–તેં એમને વિશુદ્ધ કર્યા.

બે ચાર જણ

ધન્ય છે દુર્દમના પુત્ર!

ઋક્ષ

ગમે તેવો પણ હું તૃત્સુ. આપણી કીર્તિ કલંકિત થવા દઉં?

[ રોફથી ચારે તરફ જુએ છે

જયંત તૃત્સુ

ઋક્ષ ! ધન્ય છે !

એક મઘવન

ઋક્ષ ન હોત તો અમે મરી જ ગયા હતા. ધન્ય છે ! ધન્ય છે !

દસ્યુઓ

ઋષિ ઋક્ષની જય !

લોકો

જય ! જય ! જય !

[ ગયનો પુત્ર શક્તિ ને કાળી ગૌતમ મઘવન જોડે આવે છે. શાક્ત દોડતો ઋક્ષ પાસે જાય છે. ]

ગયનો પુત્ર

ઋક્ષ ! ઋક્ષ ! કૌશિક ક્યાં છે ?

ઋક્ષ

હમણાં આવશે.

ગયનો પુત્ર

હવે તો મને નહીં મુકી જાય ને ?

ઋક્ષ [ હીંમતથી ]

જાય શું ? મને કહેજે ને ! હું પકડી રાખીશ. હા–હા.

[ બધા હસે છે. ]

લોકો

ધન્ય છે ! ઋષિ ઋક્ષની જય ! આવ્યા, ગુરુદેવ આવ્યા, રાજન્ આવ્યા. મુનિ અગસ્ત્યનો જય ! રાજન્ દિવોદાસનો જય ! કૌશિકનો જય ! ઋષિ વિશ્વામિત્રનો જય !

[ અગસ્ત્ય, લોપામુદ્રા, દિવોદાસ ને તેનું કુટુંબ, વિશ્વરથનું કુટુંબ, સોમકનું કુટુંબ અને અર્જુન આવે છે. લોકો ખસીને માર્ગ આપે છે. પ્રણિપાત કરે છે, ને 'જય' બોલાવે છે. ]

દિવોદાસ [ ગદ્ગદ્ કંઠે ધીમેથી ]

મુનિવર્ય ! આજે મારા હર્ષનો પાર નથી. નહીં તો મારા ચંડાલ પુત્રને હું કદી ક્ષમા નહીં કરત.

અગસ્ત્ય

સુદાસને સીધો રાખવો દહાડે દહાડે બહુ કઠણ થતું જાય છે.

દિવોદાસ

એ દુષ્ટ ને દ્વેષી – બે છે. કૌશિકને જુએ છે ને એને ઝાળ ચઢે છે. હું એને તે શું કરું ? જોયું ? અત્યારે પણ નથી આવ્યો.

અગસ્ત્ય

જરા ગભરાશો નહીં. કૌશિકમાં દ્વેષ જીતવાનું તપોબળ છે.

શક્તિ

ગુરુદેવ ! કૌશિક આવ્યા – આવ્યા.

[ બધા ગોવંત પર્વત તરફ જુએ છે. પગથી પરથી વિશ્વરથ કૃષ પણ તેજસ્વી, હાથમાં દંડ લઈને ઉતરી આવતો દેખાય છે. સાથે રોહિણી એનું કમંડળ ઝાલી ચાલે છે બન્નેને જોઈ લોકો 'જય' પોકારે છે ને વાદ્યો વગાડે છે. બંને ઉતરે છે તેમ અસ્તાચલે જતા સૂર્યનો રાતો પ્રકાશ તેમના પર પડે છે ને તેમને સુવર્ણરંગી બનાવે છે. ]

લોકો

વિશ્વામિત્ર કૌશિકનો જય ! જય ! જય ! જય ! જય !

[ બને ઉતરી આવે છે. નીચે આવતાં વિશ્વરથ દોડતો આવી અગસ્ત્યને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. ]

વિશ્વરથ

ગુરુદેવ ! ભગવતી !

[ બધાંની આંખમાં આંસુ છે. અગસ્ત્ય એને ઉઠાડીને ભેટે છે ]

અગસ્ત્ય [ અવાજમાં અશ્રુ સાથે ]

વત્સ ! ઉઠ ! હવે તારા પ્રણિપાતને યોગ્ય હું નથી.

લોપામુદ્રા [ ભેટીને ]

મારા પુત્રક ! મારા બાલકવિ !

[ ઘોષામા ભેટે છે ]

ઘોષામા [ રડતાં ]

બેટા ! [ ભેટે છે ]

દિવોદાસ

કૌશિક ! મને ભેટ ! ભેટ ! પુત્રથીય વધારે પ્રિય ! તેં મને જીવતો તાર્યો. તું ન આવ્યો હોત તો હું પશ્ચાતાપ કરી મરી જાત.

વિશ્વરથ [ સરલતાથી ]

પિતૃઓએ મને પાછો મોકલ્યો.

સેનાપતિ પ્રતર્દન

ભરતોના નાથ ! હવે તમારા ભરતો પર કૃપા કરો.

વિશ્વરથ [ મીઠું હસીને ]

મારા પ્રતર્દન ! શસ્ત્ર ને સુવર્ણની છાયામાં તો મારાથી ન જ રહેવાય. નિર્ધનતાની નીરાંત એ જ હવે મારી સમૃદ્ધિ. પૃથ્વી ફળ દેશે – સરસ્વતી જળ પાશે – વૃક્ષરાજ છાયા કરશે – ને ધરા શૈયા સજાવશે. મને પછી શાની ખોટ ? [ હસે છે. ]

લોપામુદ્રા [ વાંસે હાથ મુકીને ]

ત્યાગીઓમાં શ્રેષ્ઠ !

[ લોકોમાં ધક્કામુક્કી થાય છે. પાછળથી લોકોને જુદા કરતા સૈનિકો આવે છે, અને આમ થએલા માર્ગ પર થઈ સુદાસ આવે છે. એને જોઈ

લોકોના મુખ પર વ્યગ્રતા, ક્રોધ અને અધીરાઈ જણાય છે. સુદાસ્ આગળ આવે છે. વૃદ્ધજનોને કપાળે ભ્રૂભંગ છે. ]

લોકો [ માંહોમાંહ ]

ક્યાંથી આવ્યા ? એનું શું કામ હતું ? ઉંહ !......

સુદાસ્ [ આગળ આવીને ]

ખસો—

દિવોદાસ [ ઉગ્ર ]

કેમ આવ્યો છે ?

[ સુદાસ્ એકદમ વિશ્વરથ આગળ ભોંયપર પડી તેના પગ પકડે છે. બધા આશ્ચર્યચકિત બની મુંગા થઈ જાય છે. ]

સુદાસ્ [ કરગરીને ]

કૌશિક ! કૌશિક ! ક્ષમા કર ! મારા અપરાધો ક્ષમા કર ! હું પગે પડું છું. ક્ષમા કર ! [ વિશ્વરથ સાશ્ચર્ય તેને ઉઠાડે છે ને ભેટે છે. ]

વિશ્વરથ

ભાઈ ! સુદાસ્ ! શું કરે છે ? તારો દોષ ? તારે લીધે તો દેવ ને પિતૃઓએ સદેહે મને સત્કાર્યો......ભાઈ !

સુદાસ્ [ હાથ જોડી ]

કૌશિક ! કહે, કહે મને – મને ક્ષમા કરી ?

દિવોદાસ [ સાશ્ચર્ય ને સાશ્રુ ]

આ મારો સુદાસ્ બોલે છે ?

કૌશિક [ સુદાસ્‌ને ખભે હાથ મુકી ]

પણ મેં અપરાધ માન્યો નથી તો ક્ષમા શાની ?

સુદાસ્

—તો કૌશિક! કૌશિક! મને ભિક્ષા દે: તૃત્સુઓનું પુરોહિત-પદ સ્વીકાર. [ દિવોદાસને ] પિતાજી આજ્ઞા કરો.

[ આ અણધાર્યો બોલ સાંભળી લોકો સ્તબ્ધ થાય છે. ]

અગસ્ત્ય [ સહર્ષ ને ઉમળકાભેર ]

હેં!

લોપામુદ્રા [ ઉંચે નયને પ્રાર્થના કરતાં ]

દ્યાવાપૃથિવીના નાથ! તું ધારે ત્યારે આશાઓ પૂરી થતાં વાર કેટલી?

કૌશિક [ પાછા ખેંચાઈ, ઉંડા વિચારમાં ]

શું કહે છે, સુદાસ્?

સુદાસ્ [ ઘણાજ આગ્રહથી ]

વિશ્વરથ! તું તો આજે મહર્ષિઓમાં પણ શ્રેષ્ટ છે. તારા વગર તૃત્સુઓ શું કરશે? વસિષ્ઠનું ખાલી મુકયું પદ બીજું કોણ શોભાવશે? પિતાજી! [ દિવોદાસને પગે લાગી ] હું પગે લાગું–મારી આટલી યાચના સ્વીકારો.

દિવોદાસ [ આંસુભીનો ]

મારા દિકરા! દેવે તને આજે ખરેખરી સદ્‌બુદ્ધિ આપી છે. પણ હું ગુરુદેવને સ્થાપવા ધારતો હતો.

સુદાસ્

ના–ના. ગુરુદેવ મહિષ્મત રાજાની મદદે જાય છે, અને હું ગુરુદેવની જોડે જાઉં છું. [ બધાં ફરી સ્તબ્ધ બને છે. વિશ્વરથને ] કૌશિક! તારો મધ્યાહ્ન તપે એ જ મારી દેવ ઈંદ્રને પ્રાર્થના.

અગસ્ત્ય [ સુદાસને ખભે હાથ વીંટાળીને ]

ધન્ય છે, સુદાસ્! ધન્ય છે! દેવો તારી જીભે વસ્યા છે. દેવ! દેવ! [ ઉંચે નયને પ્રાર્થતાં ] અમારી સમક્ષ ને અમારી મધ્યે શક્તિ હો! વીરોના સંઘરૂપ શક્તિ અમને મળી છે. વજ્રધારી! બળના ઈશ! અમે સર્વ ભૂવનો જીતીએ. [ વિશ્વરથ ઉંડા વિચારમાં છે; તેને ] વિશ્વરથ! વિશ્વામિત્ર! શું વિચાર કરે છે? દેવની આજ્ઞા થઈ ચુકી.

[ બધાં મુંગાં બની એકી ટશે વિશ્વરથ સામું જુએ છે. એ ધીમેથી હાથ જોડી મુખ ઉંચું કરે છે. એનાં નયનો આકાશ તરફ જોઈ રહ્યાં છે. એની આંખમાં આંસુ છે. એના અવાજમાં કંપ છે. ]

વિશ્વરથ

દેવો! પિતૃઓ! તમે આજ્ઞા કરીઃ હું શિરે ધારું છું. ઋતમાંથી મને ચળવા નહીં દેશો.

[ એકદમ પરદો પડે છે. પડયા પછી "વિશ્વામિત્રનો જય" અને વાદ્ય ને જયઘોષણા થોડીવાર સંભળાય છે.]





જેથી થાયે મોત વિના મરવું, તજો તમે કેફ. ટેક.
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરથી વિચારો;
દુઃખી થશે કેફનો કરનારો, તજો તમે. ૧.
પીશે જે જન મદિરા તાડી,
તેનાં ફળ દેશું દેખાડી;
ઊંચે પદથી દેશે પાડી, તજો તમે. ૨.
અફીણથી કૈક ગયા ઉડી,
ગમાવી ગાંઠથકી મૂડી;
આ દુઃખ દરીયામાં બુડી; ત[illegible]મે. ૩.
[illegible]રખને મૂર્ખ મળે સંગી,
[illegible]લાગર ભાંગ પીએ ભંગી;
[illegible]કકલ હીણા એનો અડબંગી, તજો તમે. ૪.
[illegible]ફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
[illegible]ારા સારા લોકોમાં નિંદાશે, તજો તમે. ૫.
પીએ કોઈ ગાંજો ગુણ જાણી,
[illegible]ુમાડો ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી, તજો તમે. ૬.
તે સર્વે રોગ કરે તનમાં,
અમે સાંભળ્યું વૈદ્યો જનમાં;
મોટા તમે માની લેજ્યો મનમાં, તજો તમે. ૭.
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચિત્તે;
રેજો રૂડા માણસની રીતે, તજો તમે. ૮.
પ્રભુ થકી જો દિલમાં ડરીએ,
કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ, તજો તમે. ૯.
બનાવી ગરબી બહુ સારી,
ગુણી જે દેશે વિસારી;
તેના સુખ ઉપર પેજારી, તજો તમે. ૧૦
વારે વારે શું કહીએ વાર,
સ્નેહે કરી કહુંછું તમ સારૂ;
માનો દલપત કહે કહ્યું મારૂં, તજો તમે. ૧૧.

**ગરબી ૪ થી.—કેફના અવગુણ વિષે.**

"લાલ પીઆરીનો સાહેબોરે"—એ રાગ.

શીખ કહુંછું તે સૌ સાંભળોરે,
ફેલ વિસારો અફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે.
અવગુણ અતિ ઝાઝા અફીણમાં રે;
એથી હોયછે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે.
મોટે મેહેલ ચડીને બેસતારે,
અફીણથી એજ થયા હરરાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જે નર ભોજન જમતા ભાવતાં રે,
રડતા દીઠા અન્નને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે.
વાહન રથ ઘોડાને પાલખી રે,
ચાલ્યા પગ પાળા તજી તે તેહ હો લાલ.
લાલ કસુંબા નવ લીજીએ રે;
રાતા માતા શરીરે શોભતા રે,
દીઠા તેના દુર્બળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે.
જે નર ચતુર શિરોમણી જાગતા રે,
નીરખ્યા તે નિદ્રાલે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જે નર બહુ જુક્તિથી બોલતારે,
તે નર ભાખે ભાગ્યાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે.
જેની અતિ સંભળાતી આબરૂ રે,
તેર મ લોકોમાં નિંદાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
જેનું સાચપણું સૌ માનતારે,
તે સાચો થાવા [illegible]મખાય હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે.
તોપણ સાચમનાય નહિ તેહનુંરે,
સર્વે લોક તજે વિશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે;
તે નર દુનીયામાં જીવતો મુઓરે,
સારૂં મનુષ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએ રે.
બહુ દુઃખછે એવા બંધાણમાં રે,
કોઇદીન કરમગતિ હોય હીણ હો લાલ;